દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# ગામડાંના ગરીબોને

સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ
શી છે તેને વિશે કિસાનો માટે ખુલાસો[1]



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

## પ્રકાશકો તરફથી

લેનિન લિખિત 'ગામડાંના ગરીબોને' નામક આ કૃતિનો અનુવાદ સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની સેંટ્રલ કમિટીની માર્ક્સવાદ-લેનિનવાદ ઇન્સ્ટિટ્યુટે તૈયાર કરેલ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના સાતમા ગ્રંથમાં પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.


В. И. ЛЕНИН

«К ДЕРЕВЕНСКОЙ БЕДНОТЕ»

*На языке гуджарати*

સોવિયેત સંઘમાં મુદ્રિત





$Л\frac{10102—1050}{014(01)—75}625—74$

## અનુક્રમણિકા

વ્લા. ઈ. લેનિન

# ગામડાંના ગરીબોને

સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ
શી છે તેને વિશે કિસાનો માટે ખુલાસો

૧૯૦૩ના માર્ચમાં લિખિત

'વિદેશોમાં રશિયન સામાજિક-
લોકશાહીવાદી મંડળ' તરફથી ૧૯૦૩ના
મે માસમાં અલગ પુસ્તિકાના રૂપમાં
પહેલી વાર પ્રકાશિત

## ૧. શહેરોમાં કામદારોના સંઘર્ષ

શહેરોમાં કામદારોની અશાંતિ વિશે તો અનેક કિસાનો ઘણું કરીને સાંભળી ચૂક્યા હશે. કેટલાક કિસાનો જાતે પાટનગરોમાં તથા કારખાનાંમાં જઈ આવ્યા છે, અને પોલીસ જેને હુલ્લડો કહે છે તેને નજરે જોઈ આવ્યા છે. અશાંતિમાં સંડોવાયેલા કામદારોને સરકાર હદપાર કરીને ગામોમાં મોકલી આપે છે, એટલે કેટલાક કિસાનો પોતાનાં ગામોમાં આવેલા એવા કામદારોને ઓળખે છે. વળી કામદારોના સંઘર્ષ વિશે કામદારો તરફથી પ્રકાશિત પુસ્તિકાઓ અને ચોપાનિયાં કેટલાક કિસાનોએ જોયાં હશે. એ ઉપરાંત, શહેરોમાં બનતા બનાવોનો સીધો અનુભવ પામેલા માણસો પાસેથી અમુક કિસાનોએ વાતો સાંભળી જ હશે.

અગાઉ કેવળ વિદ્યાર્થીઓ વિદ્રોહ કરતા, પણ હવે તો બધાં મોટાં શહેરોમાં હજારો લાખો કામદારો ઊઠીને ખડા થઈ ગયા છે. મોટા ભાગના દાખલાઓમાં તેઓ પોતાને કામે રાખનારાઓની સામે, કારખાનાંના માલિકોની સામે, મૂડીદારોની સામે, લડે છે. કામદારો હડતાલ કરે છે, કારખાનાના તમામ કામદારો એકીસાથે એકીવખતે કામ બંધ કરી દઈને વેતનમાં વધારાની માગણી કરે છે, માંગ ઉઠાવે છે કે તેમની પાસેથી દિવસના અગિયાર કે દસ કલાક નહિ પરંતુ માત્ર આઠ જ કલાક કામ લેવામાં આવે. કામગાર ઈન્સાનોની જિંદગીમાં રાહત આણે એવી બીજી બાબતોની માંગ પણ કામદારો ઉઠાવે છે. તેઓ ઇચ્છે છે કે કારખાનામાં વિભાગોની હાલત સુધારવામાં આવે, અને ખાસ સાધનો વડે મશીનોને સલામત બનાવવામાં આવે, જેથી મશીનો કામદારોને અપંગ બનાવી દેતાં અટકે. તેઓ ઇચ્છે છે કે તેમનાં બાળકો નિશાળે જઈ શકે અને બીમાર માણસોનો હોસ્પિટલોમાં સરખો ઈલાજ કરવામાં આવે. તેઓ ઇચ્છે છે કે

કામદારોનાં ઘરો ડુક્કરોના વાડા જેવા નહિ પરંતુ ઈન્સાનોને વસવા લાયક હોવાં જોઈએ.

કામદારોના સંઘર્ષમાં પોલીસ દખલબાજી કરે છે. પોલીસ કામદારોને પકડી લે છે, કારાવાસમાં ધકેલી છે, અદાલતી કરવાઈ વગર જ હદપાર કરીને ગામોમાં અથવા સાઈબિરિયા પણ મોકલી દે છે. હડતાલો અને કામદારોની સભાઓની બંધી ફરમાવતા કાનૂનો સરકારે પાસ કર્યા છે. પરંતુ કામદારો પોલીસની સામે અને સરકારની સામે લડત ચલાવે છે. કામદારો કહે છે: અમે લાખો કામગાર ઈન્સાનોએ અમારી કમ્મરો બહુ તોડી લીધી! અમે ધનવાનોને ખાતર મહેનત કરીને ખુદ ગરીબીમાં બહુ સબડી લીધું! અમે એ લોકોને અમારી લૂંટ બહુ ચલાવવા દીધી! અમે સંગઠનો બનાવીને એકતા સાધવા માગીએ છીએ, કામદારોના એક મોટા સંગઠનમાં (કામદારોની **પાર્ટીમાં**) તમામ કામદારોની એકતા સાધવા અને સૌ ભેગા મળીને બહેતર જિંદગીની કોશિશ કરવા માગીએ છીએ. અમે સમાજની નવી અને બહેતર વ્યવસ્થા સ્થાપવા માગીએ છીએ: એ નવા અને બહેતર સમાજમાં કોઈ ધનવાન નહિ હોય ને કોઈ ગરીબ નહિ હોય, સૌને કામ કરવું પડશે. ગણતર ધનવાન માણસોને નહિ પરંતુ તમામ કામગાર ઈન્સાનોને તેમની સહિયારી મહેનતનાં સુફળોનો લાભ મળવો જોઈએ. થોડાક માણસો માટે લાખો કરોડો ઈન્સાનોના ભોગે ધનવાન થઈ જવાનું શક્ય બનાવવાને બદલે સૌનું કામ આસાન બનાવવાની કામગીરી મશીનો અને બીજી સુધારણાઓએ બજાવવી જોઈએ. એ નવા અને બહેતર સમાજનું નામ છે **સમાજવાદી સમાજ**. એ સમાજ સંબંધી સિદ્ધાંતોને **સમાજવાદ** કહેવામાં આવે છે. સમાજની એવી બહેતર વ્યવસ્થા ખાતર લડતાં કામદારોનાં સંગઠનો **સામાજિક-લોકશાહીવાદી** પાર્ટીઓ તરીકે ઓળખાય છે. એવી પાર્ટીઓ લગભગ બધા દેશોમાં (રશિયા અને તુર્કી સિવાય) ખુલ્લેઆમ હયાતી ધરાવે છે, અને આપણા કામદારોએ પણ, શિક્ષિત લોકોમાંથી સમાજવાદીઓની ભેગા મળીને, એવી પાર્ટી બનાવી છે—**રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી**.

સરકાર એ પાર્ટીની ઉપર જુલમ વરસાવે છે, પણ તમામ બંધીઓ છતાં એ પાર્ટી છાની રીતે હયાત છે, એ પોતાનાં અખબારો તથા પુસ્તિકાઓ પ્રકાશિત કરે છે અને છાનાં સંગઠનો બનાવે છે. કામદારો છાની સભાઓમાં એકઠા થાય છે એટલું જ નહિ પરંતુ રસ્તાઓ પર ટોળેબંધ નીકળીને પોતાના ઝંડા લહેરાવે છે. ઝંડાઓ પર આવાં સૂત્રો અંકિત હોય છે—'આઠ કલાકનો કામદિન ઝિંદાબાદ! આઝાદી ઝિંદાબાદ! સમાજવાદ ઝિંદાબાદ!' એ કારણે સરકાર

કામદારોની ઉપર જંગલી જુલમ વરસાવે છે. સરકાર કામદારોને ગોળીએ વીંધી નાખવા માટે લશ્કરો પણ મોકલે છે. રશિયન સિપાહીઓએ યારોસ્લાવ્લ, પિટર્સબર્ગ, રીગા, દોનકિનારે રોસ્તોવ અને ઝ્લાતોઉસ્તમાં રશિયન કામદારોની હત્યા કરી છે.

પણ કામદારો નમતું આપતા નથી. તેઓ લડત ચાલુ રાખે છે. તેઓ કહે છે: જુલમ, કારાવાસ, હદપારી, સખત કેદની સજા કે મોત પણ અમને ડરાવી નહિ શકે. અમારું ધ્યેય ઈનસાફી છે. અમે તો કામ કરનારા સૌની આઝાદી અને સુખને ખાતર લડી રહ્યા છીએ. અમે તો કરોડો ઈન્સાનોને સત્તાના દુરુપયોગના, જુલમના, અને ગરીબીના સકંજામાંથી છોડાવવા ખાતર લડી રહ્યા છીએ. કામદારો વધારે ને વધારે વર્ગજાગ્રત બની રહ્યા છે. બધા દેશોમાં સામાજિક-લોકશાહીવાદીઓની સંખ્યા ઝડપથી વધી રહી છે. તમામ જુલમ છતાં વિજય અમારો જ થશે.

ગામડાંના ગરીબોએ સાફ સમજી લેવું જોઈએ કે આ સામાજિક-લોકશાહીવાદીઓ કોણ છે, તેમની મુરાદ શી છે, અને જનતા માટે સુખ હાંસલ કરવાની કામગીરીમાં તેમને મદદ કરવા સારુ ગામોમાં શું કરવું જોઈએ.

## ૨. સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે?

રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ સૌપ્રથમ તો **રાજકીય આઝાદી** હાંસલ કરવાની કોશિશ કરે છે. સમાજની નવી અને બહેતર સમાજવાદી વ્યવસ્થા માટેના સંઘર્ષમાં તમામ રશિયન કામદારોને વિસ્તૃત રૂપે અને ખુલ્લેઆમ સંગઠિત કરવા સારુ તેમને રાજકીય આઝાદીની જરૂર છે.

રાજકીય આઝાદી એટલે શું?

આ બાબતને સમજવા માટે કિસાને પહેલાં તો પોતાની અત્યારની હાલતને ખેતગુલામી જોડે સરખાવવી જોઈએ. ખેતગુલામીની પ્રથામાં કિસાન જમીનદારની પરવાનગી વગર પરણી નહોતો શકતો. આજે કિસાન કોઈનીયે પરવાનગી વગર પરણવાની આઝાદી ધરાવે છે. ખેતગુલામીની પ્રથામાં જમીનદારના કારભારીએ નક્કી કરેલા દિવસોએ કિસાનને જમીનદાર સારુ કામ અચૂક કરવું જ પડતું. આજે કિસાન આઝાદીથી નક્કી કરી શકે છે કે કોને માટે, કયા દિવસોએ, અને કેટલી રોજીએ કામ કરવું. ખેતગુલામીની પ્રથામાં કિસાન જમીનદારની પરવાનગી વગર ગામની બહાર નહોતો જઈ શકતો. આજે કિસાનને મિર (ગ્રામસમાજ) છૂટ આપે તો, એને કરવેરા ભરવાના બાકી ન હોય તો, એને પાસપોર્ટ મળી શકે તો, અને ગવર્નર અથવા પોલીસ ચીફ એને વસવાટ બદલવાની મનાઈ ન ફરમાવે તો એ મરજી પડે ત્યાં જવાની આઝાદી ધરાવે છે. એટલે આજે પણ કિસાન મરજી પડે ત્યાં જવા તદ્દન આઝાદ તો નથી જ, એ આવજાની પૂરી આઝાદી નથી ધરાવતો, કિસાન હજી અરધો ખેતગુલામ છે. આગળ જતાં અમે વિગતવાર સમજાવીશું કે રશિયન કિસાન હજી અરધો ખેતગુલામ કેમ છે, અને એવી હાલતમાંથી છુટકારો મેળવવા એણે શું કરવું જોઈએ.

ખેતગુલામીની પ્રથામાં કિસાનને જમીનદારની પરવાનગી વગર મિલકત હાંસલ કરવાનો મુદ્દલ અધિકાર નહોતો, એ જમીન નહોતો ખરીદી શકતો. આજે કિસાન કોઈ પણ જાતની મિલકત હાંસલ કરવાની આઝાદી ધરાવે છે (પરંતુ આજે પણ એ મિરને છોડી જવા તદ્દન આઝાદ તો નથી જ, એ પોતાની જમીનનો મરજી પડે એવી રીતે નિકાલ કરવા તદ્દન આઝાદ તો નથી જ). ખેતગુલામીની પ્રથામાં કિસાનને જમીનદારના હુકમ મુજબ કોરડા ફટકારી શકાતા. આજે કિસાનને જમીનદારના હુકમ મુજબ કોરડા નથી ફટકારી શકાતા, જોકે શારીરિક સજા તો હજી કરી શકાય છે.

એવી આઝાદીને **નાગરિક** આઝાદી — કુટુંબની બાબતોમાં આઝાદી, અંગત બાબતોમાં આઝાદી, મિલકતની બાબતોમાં આઝાદી — કહેવામાં આવે છે. કિસાન અને કામદાર પોતાની કૌટુંબિક જિંદગી તથા અંગત મામલાઓની વ્યવસ્થાની તેમ જ પોતાની મહેનત (કોનું કામ કરવું એ સંબંધી પસંદગી) તથા મિલકતનો નિકાલ કરવાની આઝાદી ધરાવે છે (જોકે પૂરેપૂરી તો નહિ જ).

પરંતુ રશિયન કામદારો કે સમગ્ર રશિયન પ્રજાને પોતાના **જાહેર** મામલાઓની વ્યવસ્થાની આઝાદી હજુ નથી. કિસાનો જમીનદારોના ખેતગુલામો હતા એવી જ રીતે તમામ રશિયન લોકો સરકારી અમલદારોની ગુલામીમાં સબડે છે. રશિયન પ્રજાને પોતાના અમલદારો ખુદ પસંદ કરવાનો હક નથી, આખા દેશ માટે કાનૂનો ઘડવા પ્રતિનિધિઓ ચૂંટવાનો હક નથી. રશિયન પ્રજા **રાજ્યના** મામલાઓની ચર્ચા કરવા માટે સભાઓ ભરવાનો હક પણ નથી ધરાવતી. પુરાણા જમાનામાં જમીનદાર જેવી રીતે કિસાનોની સંમતિ વગર જ પોતાનો કારભારી નીમી દેતો એવી જ રીતે આપણી સંમતિ વિના આપણે માથે બેસાડી દેવામાં આવેલા મુખત્યાર અમલદારોની પરવાનગી વગર આપણે અખબારો કે પુસ્તકો પણ નથી છપાવી શકતા અને આખા રાજ્યને લગતી બાબતો અંગે સૌની જોડે તથા સૌના વતી વાત પણ નથી કરી શકતા.

જેવી રીતે કિસાનો જમીનદારોના ગુલામો હતા એવી જ રીતે રશિયન લોકો હજુ પણ અમલદારોના ગુલામો છે. જેવી રીતે ખેતગુલામીની પ્રથામાં કિસાનો નાગરિક આઝાદી નહોતા ધરાવતા એવી જ રીતે રશિયન પ્રજા હજુ પણ **રાજકીય** આઝાદી નથી ધરાવતી. રાજકીય આઝાદી એટલે લોકોનો પોતાના સાર્વજનીન તથા રાજ્ય સંબંધી મામલાઓની વ્યવસ્થા ખુદ કરવાનો અધિકાર. રાજકીય આઝાદી એટલે લોકોનો રાજ્ય દૂમા[2] (સંસદ) માટે પોતાના પ્રતિનિધિઓ (સભ્યો) ચૂંટવાનો અધિકાર. રાજકીય આઝાદી એટલે લોકોનો

પોતાના તમામ હોદ્દેદારો ખુદ પસંદ કરવાનો, રાજ્ય સંબંધી તમામ મામલાઓની ચર્ચા માટે દરેક પ્રકારની સભાઓ ભરવાનો, અને પરવાનગી માગ્યા વગર ગમે તેવાં અખબારો અને પુસ્તકો પ્રકાશિત કરવાનો અધિકાર.

બીજી બધી યુરોપિયન પ્રજાઓએ પોતાને માટે રાજકીય આઝાદી લાંબા વખત પહેલાં હાંસલ કરી લીધી છે. કેવળ તુર્કી અને રશિયામાં જ લોકો હજુ સુલતાનની સરકારની તથા ઝારશાહી આપખુદ સરકારની રાજકીય ગુલામીમાં જકડાયેલા છે. ઝારશાહી આપખુદી એટલે ઝારની નિરંકુશ સત્તા. રાજ્યના તંત્રના નિર્ધારણમાં કે તેના સંચાલનમાં લોકોને મુદ્દલ ભાગ લેવાનો હક નથી. એકલો ઝાર પોતાની વ્યક્તિગત, નિરંકુશ, આપખુદ સત્તાના આધારે તમામ કાનૂનો ઘડે છે અને તમામ અમલદારોની નિમણૂક કરે છે. પરંતુ તમામ રશિયન કાનૂનો અને તમામ રશિયન અમલદારો વિશે ઝાર બેશક **વાકેફ ન જ રહી શકે.** દેશમાં શું ચાલી રહ્યું છે તેની ઝારને ખબર જ ન પડે. ઝાર તો સૌથી ધનવાન અને અત્યંત ઊંચા કુળોમાં જન્મેલા કેટલાક ડઝન અમલદારોની મુરાદોને કેવળ બહાલી જ આપે છે. એક જ માણસ પોતાની ગમે એટલી ઇચ્છા હોય તોપણ રશિયા જેવા વિશાળ દેશનો વહીવટ એકલે હાથે ન જ ચલાવી શકે. રશિયાનો વહીવટ ઝાર નથી ચલાવતો—એક આદમીના આપખુદ શાસનની વાતો તો બોલવાની કેવળ એક રીત જ છે! રશિયાનો વહીવટ તો સૌથી ધનવાન અને અત્યંત ઊંચા કુળોમાં જન્મેલા ગણતર અમલદારો ચલાવે છે. એ ગણતર માણસો પોતાની મરજી મુજબ ઝારને જે કંઈ જણાવે એટલી જ માહિતી તેને મળે છે. ઊંચી પાયરીના એ ઉમરાવોની ઇચ્છા વિરુદ્ધ ઝાર કોઈ રીતે જઈ જ ન શકે. ઝાર પોતે જમીનદાર અને ઉમરાવ વર્ગનો સભ્ય છે. એ તો છેક બાળપણથી જ એવા ઊંચા કુળના માણસો ભેગો રહ્યો છે. એ લોકોએ જ એને ઉછેર્યો છે અને શિક્ષણ આપ્યું છે. સમગ્ર રશિયન પ્રજા વિશે એ કુલીન ઉમરાવો, ધનવાન જમીનદારો, અને ઝારના દરબારમાં હાજર રહી શકતા થોડાક ખૂબ દોલતમંદ વેપારીઓ જેટલું જાણતા હોય છે એટલું જ ઝારને જાણવા મળે છે.

દરેક વોલોસ્ત વહીવટી કચેરીમાં તમને એકનું એક ચિત્ર દીવાલે લટકતું નજરે પડશે—રાજ્યાભિષેકમાં આવેલા વોલોસ્ત મુખીઓને સંબોધતા ઝારનું (અલેક્સાંદર ત્રીજો, વર્તમાન ઝારનો પિતા) દૃશ્ય તેમાં ચિત્રિત છે. ઝાર તેમને ફરમાન કરી રહ્યો છે કે **"તમારા ઉમરાવ હાકેમોના હુકમોનું પાલન કરો!"** અને વર્તમાન ઝાર નિકોલાઇ બીજાએ પણ એ શબ્દોનું પુનરાવર્તન કર્યું છે. એ રીતે ઝારો પોતે જ કબૂલ કરે છે કે તેઓ દેશ પર શાસન માત્ર ઉમરાવ વર્ગની

મદદ વડે અને ઉમરાવ વર્ગની મારફત જ કરી શકે છે. કિસાનોને ઉમરાવ વર્ગની તાબેદારીમાં રહેવાનું ફરમાન કરતા ઝારના શબ્દો આપણે બરાબર યાદ રાખવા જોઈએ. ઝારશાહી સરકારને ઉત્તમ પ્રકારની સરકાર ગણાવવાની કોશિશ કરનારા માણસો જનતાને કેવાં જૂઠાણાં કહી રહ્યા છે તે આપણે સાફ સમજી લેવું જોઈએ. એ લોકો કહે છે કે બીજા દેશોમાં સરકારની ચૂંટણી થાય છે ખરી, પરંતુ તેમાં ધનવાન માણસો જ ચૂંટાય છે અને તેઓ ગેરઈનસાફી વહીવટ કરે છે તથા ગરીબોની ઉપર જુલમ વરસાવે છે. રશિયામાં સરકારની ચૂંટણી નથી કરવામાં આવતી, આખા દેશમાં આપખુદ ઝારનો અમલ ચાલે છે. ઝાર તો અમીરો ને ગરીબો સૌથી ઊંચી કક્ષાએ બિરાજે છે. એ લોકો દાવો કરે છે કે ઝાર તો સૌની બાબતમાં, અમીરો તેમ જ ગરીબોની બાબતમાં, એકસરખું ઈનસાફી વલણ ધરાવે છે.

એવી વાતો નર્યો દંભ છે. દરેક રશિયન ઈન્સાન જાણે છે કે આપણી સરકાર કેવો ઈનસાફ કરે છે. દરેક માણસ જાણે છે કે આપણા દેશમાં કોઈ સાદો કામદાર અથવા ખેતમજૂર રાજ્ય પરિષદનો સભ્ય બની શકે કે નહિ. પરંતુ બીજા બધા યુરોપિયન દેશોમાં કારખાનાંના કામદારો તથા ખેતમજૂરો રાજ્ય દૂમામાં (સંસદમાં) ચૂંટાયા છે, તેઓ કામદારોની કંગાલ હાલત વિશે જનતા સમક્ષ મુક્ત રીતે બોલ્યા છે, અને તેમણે કામદારોને બહેતર જિંદગી ખાતર એક થવાની તથા લડવાની હાકલ કરી છે. અને જનતાના પ્રતિનિધિઓનાં એવાં ભાષણો અટકાવવાની હિંમત કોઈએ નથી કરી, એમને હાથ પણ અડાડવાની હિંમત કોઈ પોલીસે નથી કરી.

રશિયામાં ચૂંટાયેલી સરકાર નથી. દેશનો વહીવટ કેવળ અમીરો ને ઉમરાવો જ નહિ પરંતુ તેમાંના બદતરીન માણસો ચલાવે છે. ઝારના દરબારના અત્યંત કાબેલ કારસ્તાનીઓ, અત્યંત કપટી ધુતારાઓ, ઝારના કાનમાં જૂઠાણાં અને વગોવણીઓ રેડનારાઓ, અને ઝારની ખુશામત કરનારા તથા એના પગ ચાટનારાઓ દેશનો વહીવટ ચલાવે છે. તેઓ વહીવટ ગુપ્ત રીતે ચલાવે છે— લોકો જાણતા નથી અને જાણી શકે પણ નહિ કે કયા નવા કાનૂનો ઘડાઈ રહ્યા છે, કઈ નવી લડાઈઓનાં કારસ્તાન થઈ રહ્યાં છે, કયા નવા કરવેરા લદાવાના છે, કયા અમલદારોને કેવી કામગીરી બદલ ઈનામો અપાવાનાં છે, અને કયા અમલદારો બરતરફ થવાના છે. રશિયામાં અમલદારોની સંખ્યા જેટલી વિશાળ છે એટલી બીજી કોઈ દેશમાં નથી. એ અમલદારો મૂંગી જનતાને માથે અંધારિયા જંગલની જેમ ઝળૂંબી રહે છે—કોઈ સાધારણ કામદાર એવા

જંગલમાંથી માર્ગ કદી ન જ ખોળી શકે, કદી ઈનસાફ ન જ પામી શકે. લાંચ ખાવાનાં, લૂંટ ચલાવવાનાં, અને સત્તાનો ગેરઉપયોગ કરવાનાં અમલદારોનાં કુકર્મો વિરુદ્ધની એક પણ ફરિયાદ કદી જાહેર નથી કરવામાં આવતી, એવી દરેક ફરિયાદને સરકારી તુમારશાહીમાં દફનાવી દેવામાં આવે છે. એક ઈન્સાનનો અવાજ સમગ્ર જનતા સુધી કદી નથી પહોંચતો પણ એવા અંધારિયા જંગલમાં વિલીન થઈ જાય છે, પોલીસના જુલમની કાળી કોટડીમાં રૂંધાઈ જાય છે. જેને જનતા કદી ચૂંટતી નથી અને જે જનતાને મુદ્દલ જવાબદાર નથી એવા અમલદારોના લશ્કરે મજબૂત જાળ વણી લીધી છે, અને નરનારીઓ એ જાળમાં માખીઓની જેમ ટળવળે છે.

ઝારશાહી આપખુદી અમલદારોની આપખુદી છે. ઝારશાહી આપખુદીમાં જનતા અમલદારોની અને સૌથી વધારે તો પોલીસની સામંતી તાબેદારીમાં સબડે છે. ઝારશાહી આપખુદી પોલીસની આપખુદી છે.

એટલે જ કામદારો ઝંડા લઈને રસ્તાઓ પર કૂચ કરે છે અને તેમના ઝંડાઓ પર આવાં સૂત્રો અંકિત હોય છે: 'આપખુદશાહી મુર્દાબાદ!' 'રાજકીય આઝાદી ઝિંદાબાદ!' એટલે જ ગામડાંના કરોડો ગરીબોએ પણ શહેરી કામદારોને ટેકો આપવો જોઈએ અને તેમનો રણનાદ ઉપાડી લેવો જોઈએ. તેમની માફક કનડગતથી ડગ્યા વગર, દુશ્મનની ધમકીઓ તથા જુલમની સામે નીડર રહીને, અને આરંભના પરાજયોથી હતાશ થયા વગર ખેતમજૂરો અને ગરીબ કિસાનોએ સમગ્ર રશિયન પ્રજાની આઝાદી ખાતર નિર્ણાયક સંઘર્ષ માટે આગળ આવવું જોઈએ અને સૌપ્રથમ **જનતાના પ્રતિનિધિઓના સંમેલનની** માંગ ઉઠાવવી જોઈએ. આખા રશિયામાં લોકો પોતાના પ્રતિનિધિઓ (સભ્યો) ખુદ ચૂંટી કાઢે. એ પ્રતિનિધિઓ એકત્ર થઈને સર્વોચ્ચ પરિષદની રચના કરે, જે રશિયામાં ચૂંટાયેલી સરકારની સ્થાપના કરે, જનતાને અમલદારો તથા પોલીસની સામંતી તાબેદારીમાંથી મુક્ત કરે, અને જનતા માટે મુક્ત સભાસંમેલન, મુક્ત વાણી, તથા મુક્ત અખબારોનો અધિકાર હાંસલ કરે!

સામાજિક-લોકશાહીવાદીઓની સૌથી પહેલી મુરાદ એ છે. તેમની પહેલી માંગનો—**રાજકીય આઝાદીની માંગનો**—અર્થ એવો છે.

અમે જાણીએ છીએ કે રાજકીય આઝાદી, રાજ્ય દૂમા (સંસદ)ની મુક્ત ચૂંટણીઓ, સંમેલનની આઝાદી, અખબારી આઝાદી, કામગાર જનતાને ગરીબી અને જુલમથી તત્કાળ મુક્ત નહિ કરી દે. શહેરો અને ગામોના ગરીબોને ધનવાનો સારુ મહેનત કરવાના બોજાથી તત્કાળ મુક્ત કરી દે એવો કોઈ ઉપાય

નથી. કામગાર જનતા જેનામાં આશાઓ કેંદ્રિત કરી શકે અને જેની ઉપર આધાર રાખી શકે એવું **તેના પોતાના સિવાય** બીજું કોઈ નથી. કામગાર ઇન્સાન ગરીબીથી **પોતે જ પોતાને મુક્ત ન કરે** તો બીજું કોઈ તેને મુક્ત કરવાનું નથી. અને પોતાની મુક્તિ હાંસલ કરવા માટે આખા દેશના, આખા રશિયાના, કામદારોએ એક જ સંગઠનમાં, એક જ પાર્ટીમાં, એકતા સાધી લેવી જોઈએ. પરંતુ આપખુદ પોલીસ સરકાર તમામ સભાઓ, તમામ કામદાર અખબારો, અને કામદારોના પ્રતિનિધિઓની ચૂંટણી ઉપર પ્રતિબંધ લગાવી દેતી હોય ત્યારે લાખો કામદારો એકતા ન સાધી શકે. એકતા સાધવા માટે તેમને દરેક પ્રકારનાં સંગઠનો બનાવવાનો અધિકાર હોવો જોઈએ, સભાસંમેલનની આઝાદી હોવી જોઈએ, રાજકીય આઝાદી હોવી જોઈએ.

રાજકીય આઝાદી કામગાર જનતાને ગરીબીથી તત્કાળ મુક્ત નહિ કરી દે, **પરંતુ તે કામદારોને ગરીબી સામે લડવાનું હથિયાર પૂરું પાડશે.** ગરીબી સામે લડવાનો **કામદારોની પોતાની એકતા** સિવાય બીજો કોઈ ઉપાય છે નહિ અને બીજો કોઈ ઉપાય હોઈ શકે નહિ. પરંતુ કરોડો ઇન્સાનો **રાજકીય આઝાદી** વગર એકતા ન સાધી શકે.

બધા યુરોપિયન દેશોમાં જ્યાં જનતાએ રાજકીય આઝાદી હાંસલ કરી લીધી છે ત્યાં કામદારોએ લાંબા વખત પહેલાં એકતા સાધવાનું શરૂ કરી દીધું હતું. આખા યુરોપમાં મુદ્દલ જમીન કે કારખાનાં ન ધરાવતા અને આખી જિંદગી બીજા લોકો માટે રોજીએ કામ કરતા કામદારોને **પ્રોલિટેરિયનો** કહેવામાં આવે છે. પચાસ વરસ કરતાં વધારે સમય પહેલાં કામગાર જનતાને એકતા સાધવાની હાકલ કરવામાં આવી હતી. 'દુનિયાના કામદારો, એક થાઓ!' —આ શબ્દો ગત પચાસ વરસો દરમિયાન આખા જગતમાં ફેલાઈ ગયા છે, હજારો અને લાખો કામદાર સભાઓમાં વારંવાર ગુંજી ઊઠે છે, અને દરેક ભાષામાં લાખો સામાજિક-લોકશાહીવાદી પુસ્તિકાઓ તથા અખબારોમાં વાંચવા મળે છે.

લાખો કામદારોને એક સંગઠનમાં, એક પાર્ટીમાં, એકતાબદ્ધ કરવાનું કામ બેશક અત્યંત મુશ્કેલ છે, તેમાં સમય, સતત મહેનત, ખંત, અને હિંમતની જરૂર પડે છે. કામદારો ગરીબી અને કંગાલિયતથી પિસાઈ ગયેલા છે, મૂડીદારો અને જમીનદારો સારુ અણથંભ મહેનતના પરિણામે શિથિલ બની ગયેલા છે. ઘણી વાર તેમને એટલો વિચાર કરવાનો પણ વખત નથી મળતો કે પોતે સદાકાળ ગરીબીની હાલતમાં કેમ સબડતા રહે છે અને તેમાંથી છુટકારો કેવી રીતે મેળવવો. કામદારોને એક થઈ જતા રોકવા માટે દરેક ઉપાય

અજમાવવામાં આવે છે — કાં તો રશિયા જેવા મુદ્દલ રાજકીય આઝાદી વગરના દેશમાં કરવામાં આવે છે તેમ સીધો અને પાશવી જુલમ વરસાવવામાં આવે છે, અથવા સમાજવાદના સિદ્ધાંતની હિમાયત કરનારા કામદારોને કામે રાખવાનો ઇનકાર કરવામાં આવે છે, અથવા છેલ્લે છળકપટ કે લાંચરુશવતનો ઉપાય અજમાવવામાં આવે છે. પરંતુ ગરીબી અને જુલમથી તમામ કામગાર લોકોની મુક્તિના મહાન ધ્યેય ખાતર લડવામાં સર્વહારા કામદારોને કોઈ પણ જાતનું દમન કે કનડગત અટકાવી નહિ શકે. સામાજિક-લોકશાહીવાદી કામદારોની સંખ્યા સતત વધી રહી છે. આપણા પાડોશી દેશ જર્મનીને લઈએ — તેઓ સરકારને ચૂંટવાની પ્રથા ધરાવે છે. અગાઉ જર્મનીમાં પણ નિરંકુશ આપખુદ રાજશાહી સરકાર હતી. પરંતુ ઘણા વખત પહેલાં, પચાસ વરસથી વધારે વખત પહેલાં, જર્મન જનતાએ તાકાત અજમાવીને આપખુદશાહીને ખતમ કરી નાખી અને રાજકીય આઝાદી હાંસલ કરી લીધી. રશિયામાં ગણતર અમલદારો કાનૂનો ઘડે છે તેમ જર્મનીમાં નથી બનતું, ત્યાં તો **જનતાના પ્રતિનિધિઓની પરિષદ**, સંસદ, અથવા જર્મન લોકો કહે છે તેમ **રાઈખ્સ્ટાગ** કાનૂનો ઘડે છે. એ પરિષદના સભ્યોની ચૂંટણીમાં પુખ્ત ઉંમરના તમામ પુરુષો ભાગ લે છે. એથી સામાજિક-લોકશાહીવાદીઓને મળતા મત ગણવાનું શક્ય બને છે. ૧૮૮૭માં ચૂંટણીમાં પડેલા સઘળા મતના **દસમા ભાગના** મત સામાજિક-લોકશાહીવાદીઓને મળ્યા હતા. ૧૮૯૮માં (રાઈખ્સ્ટાગની તદ્દન તાજેતરની ચૂંટણીમાં) સામાજિક-લોકશાહીવાદીઓની તરફેણમાં પડેલા મત **વધીને લગભગ ત્રણ ગણા** થઈ ગયા હતા. આ વખતે ચૂંટણીમાં પડેલા સઘળા મતના **ચોથા ભાગથી વધારે** મત સામાજિક-લોકશાહીવાદીઓને મળ્યા હતા. પુખ્ત ઉંમરના **વીસ લાખથી વધારે** પુરુષોએ સંસદના **સામાજિક-લોકશાહીવાદી ઉમેદવારોને** મત આપ્યા હતા. જર્મનીમાં ખેતમજૂરોની અંદર સમાજવાદ હજુ વ્યાપક રૂપે પ્રચલિત નથી, પરંતુ હવે તેમની અંદર સમાજવાદની ખૂબ ઝડપી પ્રગતિ થઈ રહી છે. અને ખેતમજૂરોના, દહાડિયા અને ગરીબોના, કંગાલ કિસાનોના સમુદાયો જ્યારે શહેરોના પોતાના ભાઈઓ જોડે એકતા સાધી લેશે ત્યારે જર્મન કામદારો ફતેહ હાંસલ કરીને એવી વ્યવસ્થાની સ્થાપના કરશે કે જેમાં કામગાર લોકોને ગરીબી કે જુલમના ભોગ નહિ બનવું પડે.

સામાજિક-લોકશાહીવાદીઓ કામદારોને કેવા ઉપાયો વડે ગરીબીથી છુટકારો અપાવવા માગે છે?

એ જાણવા માટે, વર્તમાન સામાજિક વ્યવસ્થામાં લોકોના વિશાળ સમુદાયોની ગરીબીનું કારણ સાફ સમજી લેવું આવશ્યક છે. સમૃદ્ધ શહેરો

વિકસી રહ્યાં છે, આલેશાન દુકાનો અને ઈમારતો ચણાઈ રહી છે, રેલવે બંધાઈ રહી છે, ઉદ્યોગો અને ખેતીવાડીમાં જાતજાતના યંત્રોનો ઉપયોગ અને સુધારા દાખલ થઈ રહ્યા છે, પરંતુ કરોડો ઈન્સાનો ગરીબીમાં સબડે છે અને પોતાનાં કુટુંબોના લૂખા ગુજરાન ખાતર આખી જિંદગી મહેનત કરતા રહે છે. વળી એટલેથી જ વાત પૂરી નથી થતી—વધારે ને વધારે લોકો બેકાર બની રહ્યા છે. શહેરો તેમ જ ગામોમાં વધારે ને વધારે લોકો મુદ્દલ કામ નથી મેળવી શકતા. તેઓ ગામોમાં ભૂખમરો વેઠે છે અને શહેરોમાં "ભિખારા રખડુઓ" તથા "કંગાલો"ની સંખ્યામાં વધારો કરે છે, શહેરોની સીમોમાં ખાઈઓની અંદર જનાવરોની જેમ પડ્યા રહે છે અથવા મોસ્કોના ખિત્રોવ બજારમાં છે એવા ભયંકર ગંદા વાસ તથા ભંડકિયાઓમાં આશરો લે છે.

આમ કેમ બને છે? ધનદોલત અને વૈભવ વધતાં જાય છે, પરંતુ પોતાની મહેનત વડે એ સંપત્તિ પેદા કરનારા કરોડો ઈન્સાનો ગરીબી અને કંગાલિયતમાં સબડે છે! કિસાનો ભૂખમરાથી પીડાતા મોતના શિકાર બને છે, કામદારો બેકાર ભટકે છે, પરંતુ વેપારીઓ રશિયામાંથી લાખો ટન અનાજ પરદેશ મોકલે છે; કારખાનાં બંધ પડયાં છે કારણ કે માલ વેચી શકાતો નથી, કેમ કે બજારમાં ચીજોની માંગ નથી!

આ સર્વનું સૌથી પહેલું કારણ એ છે કે મોટા ભાગની જમીન તેમ જ કારખાનાં, પ્લાંટો, મશીનો, ઈમારતો, જહાજો, વગેરેની ઉપર નાનકડી સંખ્યાના ધનવાન માણસોની માલિકી છે. કરોડો ઈન્સાનો એ જમીનમાં તેમ જ એ કારખાનાં તથા પ્લાંટોમાં પોતાની મહેનત રેડે છે, પણ એ તમામની ઉપર થોડાક હજાર અથવા થોડાક ડઝન હજાર અમીરો, જમીનદારો, વેપારીઓ, અને કારખાનદારોની માલિકી છે. લોકો દહાડી ખાતર, રોજી ખાતર, રોટીના ટુકડા ખાતર, એ અમીરોનું કામ કરે છે. કામદારોને લૂખું ગુજરાન પૂરું પાડવા માટે જરૂરી બને એથી વધારે જે કંઈ પેદા થાય તે બધું અમીરોને ભાગે જાય છે, એ તેમનો નફો છે, તેમની "આવક" છે. મશીનોના ઉપયોગથી અને ઉત્પાદનની રીતોમાં કરવામાં આવતા સુધારાઓથી થતા તમામ ફાયદા જમીનદારોને અને મૂડીદારોને જાય છે. તેઓ કરોડોની દોલત એકઠી કરે છે, પરંતુ તેમાંથી કામદારોને તો માત્ર લૂખી રોટી જ મળે છે. કામદારોને મહેનત માટે એકઠા કરવામાં આવે છે—વિશાળ જાગીરોમાં અને મોટાં કારખાનાંમાં કેટલાય સેંકડા અને ક્યારેક કેટલાય હજાર કામદારોને કામે રાખવામાં આવે છે. મહેનતને આવી રીતે સાંકળી લેવામાં આવે ત્યારે અને અત્યંત વિવિધ પ્રકારનાં

મશીનોનો ઉપયોગ કરવામાં આવે ત્યારે કામ વધારે ઉત્પાદક બની જાય છે—. અલગ અલગ અને મશીનો વગર કામ કરતા કોડીબંધ કામદારો જેટલું ઉત્પાદન કરે તેનાથી ઘણું વધારે ઉત્પાદન એક કામદાર કરે છે. પરંતુ એવા વધુ ઉત્પાદક શ્રમના ફાયદા સમગ્ર કામગાર જનતાને નહિ પણ નજીવી સંખ્યાના મોટા જમીનદારો, વેપારીઓ, તથા કારખાનદારોને મળે છે.

ઘણી વાર સાંભળવા મળે છે કે જમીનદારો અને વેપારીઓ લોકોને "કામ **પૂરું પાડે છે**", ગરીબોને કમાણી "પૂરી પાડે છે". દાખલા તરીકે કહેવામાં આવે છે કે નજીકનો કારખાનદાર અથવા નજીકનો જમીનદાર સ્થાનિક કિસાનોનું "**ભરણપોષણ**" કરે છે. પરંતુ હકીકતમાં કામદારો મહેનત કરીને પોતાનું તેમ જ જાતે કામ ન કરનારા સૌનું **ભરણપોષણ** કરે છે. **પરંતુ** જમીનદારની જમીનમાં, કારખાનામાં, અથવા રેલવેમાં કામ કરવાની **પરવાનગી ખાતર** કામદાર પોતાનું સમગ્ર ઉત્પાદન માલિકને **મફત આપી દે છે**. અને કામદારને પોતાને તો લૂખા ગુજરાન પૂરતું જ મળે છે. એટલે હકીકતમાં કામદારોને કામ જમીનદારો ને વેપારીઓ નથી આપતા, પણ કામદારો જ મહેનત કરીને સૌનું ભરણપોષણ કરે છે, પોતાની મહેનતનો મોટો હિસ્સો મફત આપી દે છે.

વધુ. તમામ વર્તમાન રાજ્યોમાં જનતાની ગરીબીનું કારણ એ હકીકત છે કે કામદારો વેચાણ માટે, બજાર માટે, ભાતભાતની ચીજોનું ઉત્પાદન કરે છે. કારખાનદાર અને કારીગર, જમીનદાર અને ધનવાન ખેડૂત વિવિધ વસ્તુઓનું ઉત્પાદન કરે છે, ઢોર ઉછેરે છે, અનાજ વાવે ને લણે છે, તે **વેચાણ માટે, નાણું** મેળવવા માટે. હવે નાણું દરેક ઠેકાણે મુખ્ય તાકાત બની ગયું છે. માનવ શ્રમ વડે ઉત્પાદિત બધી ચીજોની અદલાબદલી હવે નાણા જોડે થાય છે. નાણું હોય તો ગમે તે વસ્તુ ખરીદી શકાય છે. નાણું હોય તો ઈન્સાનને પણ ખરીદી શકાય, એટલે કે જેની પાસે કશું જ ન હોય એવા માણસને નાણું ધરાવતા માણસ સારુ કામ કરવાની ફરજ પાડી શકાય. અગાઉના જમાનામાં મુખ્ય તાકાત જમીન હતી—ખેતગુલામીની પ્રથામાં એવી હાલત હતી. જેની પાસે જમીન હોય તે તાકાત અને સત્તા ધરાવે. પરંતુ આજે નાણું, મૂડી, મુખ્ય તાકાત બની ગયેલ છે. નાણું હોય તો મરજી પડે એટલી જમીન ખરીદી શકાય. નાણા વગર જમીન હોય તોપણ તેનો ખાસ કશો ઉપયોગ ન કરી શકાય—કરવેરાની વાત રહેવા દઈએ તોપણ હળ અને બીજાં ઓજારો ખરીદવા માટે, ઢોર ખરીદવા માટે, તેમ જ કપડાં અને શહેરોમાં બનેલી બીજી ચીજો ખરીદવા માટે નાણું જોઈએ. લગભગ બધા જમીનદારોએ નાણું મેળવવા માટે પોતાની

જાગીરો બેંકોમાં ગીરવી મૂકી દીધી છે. આખી દુનિયામાં સરકારો ધનવાન લોકો અને બેંકરો પાસેથી નાણાં કરજે લે છે, અને એવી લોનોના વ્યાજ તરીકે દર વરસે કરોડો રૂબલોની રકમો ભરે છે.

આજે નાણાને ખાતર સૌ અકબીજાની સામે ઝનૂની લડાઈ લડે છે. દરેક સસ્તું ખરીદવાની અને મોંઘું વેચવાની કોશિશ કરે છે, દરેક બીજાથી આગળ નીકળી જવાની, બને એટલો માલ વેચવાની, બીજાથી ઓછા ભાવે વેચવાની, અને નફાકારક બજાર અથવા નફાકારક સોદા બીજાથી છુપાવવાની કોશિશ કરે છે. નાણા માટેની એવી સામાન્ય ઝપાઝપીમાં નાના માણસની, નાના કારીગર અથવા નાના કિસાનની, હાલત સૌથી ખરાબ બની જાય છે—અમીર વેપારી અથવા અમીર ખેડૂત તેને હંમેશાં પાછળ છોડી દે છે. નાના માણસ પાસે કદી કશી બચત હોતી નથી. તેનું ગુજરાન એક એક દિવસના હિસાબે ચાલતું હોય છે. દરેક મુશ્કેલી કે અકસ્માતના પ્રસંગે તેને પોતાની આખરી ચીજો ગીરવી રાખવી પડે છે અથવા પોતાનાં ઢોર નજીવી કિંમતે વેચી નાખવાં પડે છે. તે એક વાર કોઈ કુલક અથવા વ્યાજખોરના પંજામાં સપડાઈ જાય તો જાળમાંથી ભાગ્યે જ છટકી શકે છે અને મોટા ભાગના દાખલાઓમાં તદ્દન પાયમાલ થઈ જાય છે. દર વરસે હજારો અને લાખો નાના કિસાનો અને કારીગરો પોતાને ઝૂંપડે તાળાં લગાવીને પોતાની માલમતા બિરાદરીને મફત હવાલે કરી દે છે અને દહાડિયાઓ, ખેતમજૂરો, અણઘડ કામદારો, પ્રોલિટેરિયનો બની જાય છે. પરંતુ નાણા માટેના આ સંઘર્ષમાં ધનવાન લોકો વધારે ધનવાન બને છે. તેઓ લાખો ને કરોડો રૂબલ બેંકોમાં એકઠા કરે છે, અને કેવળ પોતાનાં નાણાં વડે જ નહિ પરંતુ બીજા લોકોએ બેંકોમાં મૂકેલાં નાણાં વડે પણ નફા કમાય છે. કેટલીક કોડી અથવા કેટલાક સેંકડા રૂબલ બેંકમાં અથવા બચત-બેંકમાં મૂકી રાખનારા નાના માણસને એક રૂબલે ત્રણ કે ચાર કોપેકના દરે વ્યાજ મળે છે, પરંતુ ધનવાનો એ બધી નાની રકમોમાંથી લાખોની રકમ બનાવીને એ લાખોનો ઉપયોગ પોતાની લેવડદેવડ વધારવા માટે કરે છે અને દર રૂબલે દસ અને વીસ કોપેકનો નફો હાંસલ કરે છે.

એટલે જ સામાજિક-લોકશાહીવાદી કામદારો કહે છે કે જનતાની ગરીબીને ખતમ કરી નાખવાનો એકમાત્ર ઉપાય વર્તમાન વ્યવસ્થાને આખા દેશમાં ધરમૂળથી પલટાવી નાખવાનો અને **સમાજવાદી વ્યવસ્થા** સ્થાપવાનો છે, એટલે કે મોટા જમીનદારોની જાગીરો લઈ લેવી, કારખાનદારોનાં કારખાનાં લઈ લેવાં, બેંકરો પાસેથી નાણાંની મૂડી લઈ લેવી, એ લોકોની **ખાનગી મિલકત** નાબૂદ

કરી નાખવી અને તેને આખા દેશની સમગ્ર કામગાર જનતાને હવાલે કરી દેવી. એમ કરી લેવામાં આવે ત્યારે કામદારોની મહેનતનો ઉપયોગ બીજા લોકોની મહેનતના આધારે જિંદગી માણતા ધનવાન માણસો નહિ કરે પરંતુ કામદારો પોતે જ અને કામદારોએ ચૂંટેલા માણસો કરશે. ત્યારે સહિયારી મહેનતનાં સુફળો અને તમામ સુધારણાઓ તથા મશીનોના ફાયદા સમગ્ર કામગાર જનતાને, તમામ કામદારોને, માણવા મળશે. ત્યારે સંપત્તિમાં હજુ વધારે ઝડપે વૃદ્ધિ થશે, કારણ કે કામદારો મૂડીદારો માટે જેવું કામ કરતા હતા એથી બહેતર કામ ખુદ પોતાને માટે કરશે. પરિણામે કામ-દિન ટૂંકો બનશે, કામદારોના જીવનધોરણમાં ઉન્નતિ થશે, તેમના જીવનના સંજોગો તદ્દન પલટાઈ જશે.

પરંતુ આખા દેશમાં વર્તમાન વ્યવસ્થાને પલટાવી નાખવાનું કામ સહેલું નથી. તેને માટે ભારે જહેમત જરૂરી છે, લાંબો ને મક્કમ સંઘર્ષ આવશ્યક છે. તમામ ધનવાનો, તમામ મિલકતદારો, સમગ્ર **બુઝ્ર્વાઝી***, પોતાની સંપત્તિના રક્ષણમાં પૂરી તાકાત લગાવી દેશે. અમલદારો અને લશ્કર સમગ્ર **ધનવાન વર્ગનું** રક્ષણ કરવા ખડાં થઈ જશે, કારણ કે સરકાર ધનવાન વર્ગના હાથમાં છે. બીજાની મહેનતના આધારે જીવતા તમામ માણસોની વિરુદ્ધ સંઘર્ષ લડવા માટે કામદારોએ સંગીન એકતા સાધી લેવી જોઈએ, કામદારોએ પોતે એકતા સાધવી જોઈએ અને તમામ ગરીબોને એક જ **કામદાર વર્ગ** તરીકે, એક જ **પ્રોલિટેરિયન વર્ગ** તરીકે, એકતા સાધવામાં મદદ કરવી જોઈએ. કામદાર વર્ગ માટે એ સંઘર્ષ સહેલો નહિ હોય, પરંતુ તેનો અંત ચોક્કસ કામદારોના વિજયમાં જ આવશે કેમ કે બુઝ્ર્વાઝી, અથવા બીજાની મહેનતના આધારે જીવતા માણસો, વસતિમાં નજીવી લઘુસંખ્યા ધરાવે છે અને કામદાર વર્ગ વ્યાપક બહુસંખ્યા ધરાવે છે. મિલકતદારોની વિરુદ્ધ કામદારો એટલે હજારોની વિરુદ્ધ કરોડો.

રશિયાના કામદારોએ આ મહાન સંઘર્ષ માટે કામદારોની એક જ સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીના રૂપમાં એકતા સાધવાનું શરૂ કરી દીધું છે. ગુપ્ત રીતે, પોલીસથી છુપાતા રહીને, એકતા સાધવાનું મુશ્કેલ હોવા છતાં સંગઠન વૃદ્ધિ પામી રહ્યું છે અને તાકાતવાન બની રહ્યું છે. રશિયન પ્રજા રાજકીય આઝાદી હાંસલ કરી લેશે ત્યારે કામદાર વર્ગની એકતા સાધવાના કાર્યની પ્રગતિ, સમાજવાદના ધ્યેયની પ્રગતિ, વધારે ઝડપી બની જશે, જર્મન કામદારોની અંદર થતી પ્રગતિ કરતાં વધારે ઝડપી બની જશે.

---

*બુઝ્ર્વા એટલે મિલકતદાર. બુઝ્ર્વાઝી એટલે એકીસાથે તમામ મિલકતદારો. મોટો બુઝ્ર્વા એટલે મોટી મિલકત ધરાવતો માણસ. નાનો બુઝ્ર્વા એટલે નાની મિલકત ધરાવતો માણસ. બુઝ્ર્વાઝી અને પ્રોલિટેરિયટ એટલે મિલકતદારો અને કામદારો, ધનવાનો અને ગરીબો, અથવા બીજાની મહેનતના આધારે જીવતા માણસો અને વેતન લઈને બીજાનું કામ કરતા માણસો.

## ૩. ગામડાંમાં ધનદોલત અને ગરીબી, મિલકતદારો અને કામદારો

હવે આપણે જાણીએ છીએ કે સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે. તેઓ જનતાને ગરીબીથી છુટકારો અપાવવા માટે આખા ધનવાન વર્ગની સામે લડવા માગે છે. આપણાં ગામોમાં ગરીબી શહેરોથી જરાય ઓછી નથી પણ કદાચ એથીયે વધારે છે. ગામોમાં ગરીબી કેટલી ભયંકર છે તેની વાત અમે અહીંયાં નહિ કરીએ. ગામોમાં જઈ આવેલો દરેક કામદાર તેમ જ દરેક કિસાન ગામડાંની કંગાલિયત, ભૂખમરાની હાલત, અને પાયમાલી વિશે સારી પેઠે માહિતગાર છે.

પરંતુ કિસાન પોતાની દુર્દશા, ભૂખમરો, અને કંગાલિયતનું **કારણ** નથી જાણતો, અથવા એવી હાલતમાંથી છુટકારો **કેવી રીતે** મેળવવો તે નથી જાણતો. એ જાણવા માટે પહેલાં સમજી લેવું જરૂરી છે કે શહેરો તેમ જ ગામોમાં સમગ્ર કંગાલિયત અને ગરીબી શાથી પેદા થાય છે. આપણે આ બાબતની છણાવટ ટૂંકમાં કરી ચૂક્યા છીએ અને જોયું છે કે ગરીબ કિસાનો અને દેહાતી કામદારોએ શહેરી કામદારો જોડે એકતા સાધી લેવી જોઈએ. પરંતુ એટલું પૂરતું નથી. આપણે એ પણ જાણી લેવું જોઈએ કે ગામોમાં કેવા પ્રકારના માણસો અમીરોની, મિલકતદારોની, તરફેણ કરશે અને કેવા પ્રકારના માણસો કામદારોને, સામાજિક-લોકશાહીવાદીઓને, ટેકો આપશે. મૂડી ભેગી કરવાની અને બીજાની મહેનતના આધારે જીવવાની શક્તિ જમીનદારોથી જરાય ઓછી ન ધરાવતા હોય એવા ખેડૂતોની સંખ્યા કેટલી મોટી છે તે પણ આપણે જાણી લેવું જોઈએ. આપણે આ બાબતનો તાગ ન કાઢી લઈએ ત્યાં સુધી ગરીબી વિશેની ગમે એટલી વાતોથી કશો ફાયદો નહિ થાય, અને દેહાતી ગરીબોને ખબર નહિ પડે કે ગામોમાં **કોણે** પોતાની એકતા તેમ જ શહેરી કામદારો જોડે

એકતા સાધી લેવી જોઈએ; અથવા એવી એકતાને **ખાતરીલાયક** બનાવવા માટે. તથા કિસાનને તેના પોતાના જ માણસની, અમીર ખેડૂતની, તેમ જ જમીનદારની છેતરપિંડીનો ભોગ બનતો અટકાવવા માટે **શું** કરવું જોઈએ.

આ બાબતનો તાગ કાઢવા માટે હવે આપણે જોઈએ કે ગામોમાં જમીનદારો કેટલા તાકાતવાન છે.

આપણે જમીનદારોથી શરૂઆત કરીએ. તેમની તાકાતનો અંદાજ આપણે સૌપ્રથમ તો એ હકીકત ઉપરથી લગાવી શકીએ કે તેમની પાસે ખાનગી મિલકત તરીકે કેટલી જમીન છે. યુરોપિયન રશિયામાં ખેડૂતોને ફાળવવામાં આવેલી જમીન અને ખાનગી મિલકતની જમીન સમેત કુલ જમીન લગભગ ૨૪ કરોડ દેસ્યાતિન (૧ દેસ્યાતિન-૨.૭ એકર) આંકવામાં આવી છે* (રાજ્યની જમીન સિવાય—તેની છણાવટ અલગ કરીશું). આ કુલ ૨૪ કરોડ દેસ્યાતિન જમીનમાંથી ફાળવણીની ૧૩ કરોડ ૧૦ લાખ દેસ્યાતિન જમીન ખેડૂતોના હાથમાં છે, અર્થાત્ **એક કરોડથી વધારે કુટુંબોના** કબજામાં છે, અને ૧૦ કરોડ ૯૦ લાખ દેસ્યાતિન જમીન ખાનગી માલિકીની છે, અર્થાત્ **પાંચ લાખથી ઓછા કુટુંબોની** માલિકીની છે. એ રીતે, આપણે સરેરાશ આંકડા લઈએ તોપણ, દરેક ખેડૂત કુટુંબ ૧૩ દેસ્યાતિન જમીન ધરાવે છે અને દરેક ખાનગી મિલકતદાર કુટુંબ ૨૧૮ દેસ્યાતિન જમીન ધરાવે છે! પરંતુ આપણે હમણાં જોઈશું કે જમીનની વહેંચણી એથી ઘણી વધારે અસમાન છે.

ખાનગી માલિકીની ૧૦ કરોડ ૯૦ લાખ દેસ્યાતિન જમીનમાંથી ૭૦ લાખ દેસ્યાતિન જમીન **શાહી ભોગવટાની** છે, એટલે કે શાહી પરિવારના સભ્યોની ખાનગી માલિકીની છે. ઝાર અને તેનો પરિવાર રશિયાનો પહેલા નંબરનો જમીનદાર છે, સૌથી મોટો જમીનદાર છે. **એક** પરિવાર **પાંચ લાખ** ખેડૂત પરિવારોની જમીનથી **વધારે** જમીન ધરાવે છે! વધુમાં લગભગ ૬૦ લાખ દેસ્યાતિન જમીન ચર્ચ અને મઠોની માલિકીની છે. આપણા પાદરીઓ કિસાનોને સંયમ અને કરકસરનો ઉપદેશ આપે છે, પણ તેમણે પોતે તો ઈમાનદારીથી કે બેઈમાનીથી પ્રચંડ પ્રમાણમાં જમીન હાંસલ કરી લીધી છે.

---

* કુલ જમીન સંબંધી આ તેમ જ આગળ આવનારા તમામ આંકડા બેહદ પુરાણા છે, ૧૮૭૭-૭૮નાં વરસો અંગેના છે. એથી વધારે તાજા આંકડા મળતા નથી. રશિયન સરકાર માહિતી છુપાવીને જ ટકી શકે એમ છે, અને એટલે જ આપણા આખા દેશમાં લોકોની જિંદગી અંગે સંપૂર્ણ અને ખરી માહિતી જવલ્લે જ એકઠી કરવામાં આવે છે.

વધુમાં ૨૦ લાખ દેસ્યાતિન જમીન શહેરો તથા કસબાઓની માલિકીની છે, અને એટલી જ જમીન વિવિધ વ્યાપારી તથા ઔદ્યોગિક કંપનીઓ તથા કોર્પોરેશનોની માલિકીની છે. ૯ કરોડ ૨૦ લાખ દેસ્યાતિન જમીન (ચોક્કસ આંકડો ૯૧૬૦૫૮૪૫ છે પણ આસાની ખાતર અમે પૂરા આંકડા ટાંકીશું) ખાનગી મિલકતદારોનાં **પાંચ લાખથી ઓછાં** (૪૮૧૩૫૮) કુટુંબોની માલિકીની છે. તેમાંથી અરધાં કુટુંબો સાવ નાના માલિકો છે, દરેકની પાસે દસ દેસ્યાતિનથી ઓછી જમીન છે, અને સૌની જમીન મળીને ૧૦ લાખ દેસ્યાતિનથી ઓછી છે. બીજી તરફ, **સોળ હજાર** કુટુંબો એવાં છે કે જેમાંનું દરેક **એક હજાર** દેસ્યાતિનથી **વધારે** જમીન ધરાવે છે અને તેમની માલિકીની કુલ જમીન **સાડા છ કરોડ દેસ્યાતિન** છે. જમીનના કેટલા વિશાળ વિસ્તારો મોટા જમીનદારોના હાથમાં એકત્રિત થઈ ગયા છે તેનો ખ્યાલ એ હકીકતમાંથી પણ મળે છે કે માત્ર **એક હજારથી ઓછાં** (૯૨૪) **કુટુંબોમાંથી** દરેકની પાસે **દસ હજાર દેસ્યાતિનથી વધારે જમીન** છે અને તેઓ સૌ મળીને **૨ કરોડ ૭૦ લાખ દેસ્યાતિન** જમીન ધરાવે છે! વીસ લાખ ખેડૂત કુટુંબો પાસે જેટલી જમીન છે એટલી જમીન એક હજાર કુટુંબો પાસે છે.

સાફ છે કે જમીનના આટલા વિશાળ વિસ્તારોની ઉપર થોડાક હજાર અમીરોની માલિકીની પરિસ્થિતિમાં લાખો અને કરોડો ઈન્સાનોને ચોક્કસ ગરીબી અને ભૂખમરાની હાલતમાં સબડવું **જ પડે**, અને એવી પરિસ્થિતિ કાયમ રહેશે ત્યાં સુધી તેઓ **હંમેશાં** ગરીબી અને ભૂખમરાની હાલતમાં સબડતા **જ રહેવાના**. સાફ છે કે રાજ્યના સત્તાધારીઓ, સરકાર પોતે (ઝારની સરકાર પણ), હંમેશાં એ મોટા જમીનદારોની મુઠ્ઠીમાં જ રહે. સાફ છે કે દેહાતી ગરીબો જમીનદાર વર્ગની સામે મક્કમ ને મરણિયો સંઘર્ષ લડવા માટે એક જ વર્ગ તરીકે એકતા સાધીને સંયુક્ત ન થઈ જાય ત્યાં સુધી તેઓ કોઈની પાસેથી અથવા કોઈ તરફથી કશી મદદની અપેક્ષા ન રાખી શકે.

અહીંયાં ઉલ્લેખ જરૂરી છે કે આ દેશમાં પુષ્કળ લોકો (જેમાં ઘણા સુશિક્ષિત માણસો પણ સામેલ છે) જમીનદાર વર્ગની તાકાત અંગે તદ્દન ખોટો ખ્યાલ ધરાવે છે. તેઓ કહે છે કે 'રાજ્ય' ઘણી વધારે જમીન પર માલિકી ધરાવે છે. કિસાનના એ બૂરા સલાહકારો કહે છે કે "રશિયાના પ્રદેશનો (એટલે કે સમગ્ર જમીનનો) મોટો હિસ્સો તો રાજ્યની માલિકીનો છે." (આ શબ્દો 'રેવોલ્યૂત્સિઓન્નાયા રોસ્સીયા' અખબારના આઠમા અંકના આઠમા પૃષ્ઠ પરથી લેવામાં આવ્યા છે.) એ લોકોની ભૂલ નીચેની હકીકતમાંથી પેદા

થાય છે. તેમણે સાંભળ્યું છે કે યુરોપિયન રશિયામાં **રાજ્યની માલિકીની** જમીન ૧૫ કરોડ દેસ્યાતિન છે. આ વાત ખરી છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે એ ૧૫ કરોડ દેસ્યાતિન જમીન લગભગ પૂરેપૂરી **દૂર ઉત્તરમાં** આર્ખાંગેલ્સ્ક, વોલોગ્દા, ઓલોનેત્સ, વ્યાતકા અને પેર્મ પ્રાંતોમાં **બિનખેડાઉ તથા જંગલોની જમીન છે.** એ રીતે, રાજ્યે ફક્ત એવી જમીન રાખી છે જે અત્યાર સુધી તદ્દન બિનખેડાઉ છે. રાજ્યની માલિકીની ખેડાઉ જમીન **૪૦ લાખ દેસ્યાતિનથી ઓછી** છે. અને રાજ્યની માલિકીની એ ખેડાઉ જમીન (દાખલા તરીકે સમારા પ્રાંતની વિશેષ રૂપે વિસ્તૃત જમીન) સાવ ઓછી સાંથે, નહિ જેવી સાંથે, અમીરોને સોંપી દેવામાં આવી છે. અમીરો હજારો ને લાખો દેસ્યાતિન જમીન સાંથે લઈને પછી એ જમીન કિસાનોને બેહદ વધારે ગણોતે ખેડવા આપે છે.

રાજ્ય પ્રચંડ પ્રમાણમાં જમીન ધરાવે છે એમ કહેનારા માણસો કિસાનના ખૂબ બૂરા સલાહકારો છે. હકીકતમાં મોટા ખાનગી જમીનદારો (વ્યક્તિગત રીતે ઝાર સહિત) પુષ્કળ પ્રમાણમાં સરસ જમીનના માલિકો છે, અને ખુદ રાજ્ય એ મોટા જમીનદારોના વર્ચસ્વમાં છે. જ્યાં સુધી દેહાતી ગરીબો એકતા નહિ સાધે અને એકતા સાધીને પ્રચંડ તાકાત નહિ બની જાય ત્યાં સુધી "રાજ્ય" હંમેશાં જમીનદાર વર્ગનું તાબેદાર ચાકર જ રહેશે. એક બીજી વાત પણ ન ભૂલવી જોઈએ — અગાઉ લગભગ તમામ જમીનદારો ઉમરાવો હતા. ઉમરાવ વર્ગ હજુ પણ વિશાળ પ્રમાણમાં જમીન ધરાવે છે (૧૮૭૭-૭૮માં ૧ લાખ ૧૫ હજાર ઉમરાવો ૭ કરોડ ૩૦ લાખ દેસ્યાતિન જમીન પર માલિકી ધરાવતા હતા). પરંતુ આજે નાણાએ, મૂડીએ, મુખ્ય તાકાતનું સ્થાન ધારણ કરી લીધું છે. વેપારીઓએ અને પૈસેટકે સુખી ખેડૂતોએ ખૂબ મોટા પ્રમાણમાં જમીન ખરીદી લીધી છે. અંદાજ મુજબ, ત્રીસ વરસ (૧૮૬૩થી ૧૮૯૨) દરમિયાન ઉમરાવ વર્ગે ૬૦ કરોડ રૂબલની કિંમતની જમીન ગુમાવી દીધી છે (એટલે કે ખરીદીની સરખામણીમાં વેચાણ એટલું વધારે કર્યું છે). અને વેપારીઓ તથા માનદ નાગરિકોએ ૨૫ કરોડ રૂબલની કિંમતની જમીન હાંસલ કરી છે. કિસાનો, કઝ્ઝાકો, તથા (આપણી સરકાર 'અમીરઉમરાવો'થી, "સ્વચ્છ પ્રજા"થી, સાધારણ લોકોને જુદા તારવવા માટે તેમને ઓળખાવે છે તે મુજબ) "બીજા દેહાતી રહેવાસીઓએ" ૩૦ કરોડ રૂબલની કિંમતની જમીન હાંસલ કરી છે. એ રીતે આખા રશિયામાં ખેડૂતો દર વરસે સરેરાશ ૧ કરોડ રૂબલની કિંમતની જમીન ખાનગી મિલકત તરીકે હાંસલ કરે છે.

એવી રીતે, ખેડૂતો જુદા જુદા પ્રકારના હોય છે—કેટલાક ગરીબી ને ભૂખમરાની જિંદગી ગુજારે છે, અને બીજા ધનવાન બને છે. તેના પરિણામે, જમીનદારોની તરફ ઢળતા ધનવાન ખેડૂતોની સંખ્યા વધી રહી છે અને તેઓ કામદારોની વિરુદ્ધ અમીરોનો પક્ષ લેશે. શહેરી કામદારોની જોડે એકતા સાધવા માગતા દેહાતી ગરીબોએ આ બાબત વિશે કાળજીથી વિચાર કરી લેવો જોઈએ અને જાણી લેવું જોઈએ કે એવા ધનવાન ખેડૂતોની સંખ્યા કેટલી મોટી છે, તેમની તાકાત કેટલી છે, અને એ તાકાતની સામે લડવા માટે આપણને કેવા સંગઠનની જરૂર છે. કિસાનના બૂરા સલાહકારનો ઉલ્લેખ અમે હમણાં જ કર્યો છે. એ બૂરા સલાહકારોને એમ કહેવાનો શોખ છે કે કિસાનો એવું સંઘટન પહેલેથી જ ધરાવે છે. એ સંઘટન છે મિર, ગ્રામસમાજ. તેઓ કહે છે કે મિર જબ્બર તાકાત છે. મિર કિસાનોની ખૂબ ગાઢ એકતા સાધે છે. મિરમાં કિસાનોનું સંગઠન (અર્થાત્ સંઘ, એકતા) પ્રચંડ (અર્થાત્ જબરદસ્ત, અસીમ) છે.

એ ખોટી વાત છે. વાર્તા છે. નેકદિલ માણસોએ ઘડી કાઢેલી વાર્તા છે, પણ વાર્તા જ છે. આપણે વાર્તાઓ માની લઈશું તો આપણા ધ્યેયને, શહેરી કામદારોની જોડે દેહાતી ગરીબોની એકતા સાધવાના ધ્યેયને, ચોક્કસ ખરાબે ચડાવી દઈશું. ગામનો દરેક રહેવાસી પોતાની આસપાસ ધ્યાનથી નજર ફેરવીને જોઈ લે—મિરની એકતા, કિસાન ગ્રામસમાજની એકતા, **તમામ** અમીરોની સામે, બીજાની મહેનતના આધારે જીવતા **તમામ** લોકોની સામે, લડવા માટે ગરીબોના સંઘ જેવી જરાય છે ખરી? ના, નથી, અને હોઈ શકે પણ નહિ. દરેક ગામમાં, દરેક સમાજમાં, ઘણા ખેતમજૂરો હોય છે, ઘણા કંગાલ કિસાનો હોય છે, અને ખેતમજૂરોને કામે રાખનારા તથા "કાયમના માલિકીહકની" જમીન ખરીદનારા ધનવાન ખેડૂતો હોય છે. એ ધનવાન ખેડૂતો પણ સમાજના સભ્યો હોય છે, અને તેઓ સમાજમાં દાદાગીરી ચલાવે છે કેમ કે તેઓ તાકાતવાન હોય છે. પરંતુ આપણને શું એવા સંગઠનની જરૂર છે કે જેમાં અમીરો પણ સામેલ હોય અને જેમાં અમીરો દાદાગીરી ચલાવતા હોય? બેશક નથી. આપણને તો અમીરોની સામે **લડવા માટે** સંગઠનની જરૂર છે. એટલે મિરની એકતા આપણે માટે તદ્દન નકામી છે.

આપણને મરજિયાત સંગઠનની જરૂર છે, શહેરી કામદારો જોડે એકતા સાધવાની આવશ્યકતા સમજી ચૂક્યા હોય એવા જ લોકોના સંગઠનની જરૂર છે. પરંતુ ગ્રામસમાજ મરજિયાત સંગઠન નથી, એ તો રાજ્ય તરફથી લાદવામાં આવેલું છે. ગ્રામસમાજ એવા લોકોનો બનેલો નથી કે જે અમીરો માટે કામ

કરતા હોય અને અમીરોની સામે લડવા એકતા સાધવા માગતા હોય. ગ્રામસમાજમાં જાતજાતના લોકો સામેલ છે, પરંતુ એ કારણે નહિ કે તેઓ તેમાં રહેવા માગતા હોય. તેનું કારણ તો એ છે કે તેમનાં માબાપ એ જ જમીનમાં રહેતાં હતાં અને એ જ જમીનદારનું કામ કરતાં હતાં, અને સરકાર તરફથી તેમને એ જ સમાજના સભ્યો તરીકે નોંધી લેવામાં આવેલા છે. ગરીબ કિસાનોને સમાજ છોડી દેવાની છૂટ નથી, તેમને સમાજમાં એવા માણસને દાખલ કરવાની છૂટ નથી કે જેની નોંધણી પોલીસ તરફથી બીજા વોલોસ્તમાં કરવામાં આવી હોય પણ આપણા સંગઠન માટે આપણને જેની જરૂર અમુક ખાસ ગામમાં હોય. ના, આપણને સાવ જુદી જાતના સંગઠનની જરૂર છે, બીજાની મહેનતના આધારે જીવતા તમામ લોકોની સામે લડવા માટે કેવળ મજૂરો અને ગરીબ કિસાનોના જ બનેલા મરજિયાત સંગઠનની જરૂર છે.

મિરની તાકાતનો જમાનો લાંબા વખત પહેલાં વીતી ગયો છે અને હવે તે પાછો આવવાનો નથી. રશિયાના એક છેડાથી બીજા છેડા સુધી કામની તલાશમાં ભટકતા રહેતા ખેતમજૂરો અને કામદારો જયારે કિસાનોની અંદર લગભગ સાવ નહોતા, જયારે ભાગ્યે જ કોઈ ધનવાન ખેડૂતો હતા, જયારે સામંતી જમીનદારોના પગ તળે સૌ એકસરખા કચડાયેલા હતા, ત્યારે મિરની તાકાતનો જમાનો હતો. પરંતુ હવે નાણું મુખ્ય તાકાત બની ગયું છે. હવે એક જ સમાજના સભ્યો નાણાને ખાતર જંગલી જનાવરોની જેમ માંહોમાંહે લડે છે. ધનવાન ખેડૂતો પોતાના ખેડૂતબંધુઓને ક્યારેક જમીનદારો કરતાંયે વધારે જુલમના ભોગ બનાવે છે અને લૂંટે છે. આજે આપણને મિરની એકતાની નહિ પરંતુ **નાણાની તાકાત** વિરુદ્ધ, મૂડીના શાસન વિરુદ્ધ, સંગઠનની જરૂર છે, જુદા જુદા સમાજોના તમામ દેહાતી મજૂરો તથા તમામ ગરીબ કિસાનોના સંગઠનની જરૂર છે, જમીનદારો તેમ જ ધનવાન ખેડૂતોની સામે લડવા માટે તમામ દેહાતી ગરીબો તથા શહેરી કામદારોના સંગઠનની જરૂર છે.

આપણે જાણીએ છીએ કે જમીનદારો કેટલા તાકાતવાન છે. હવે આપણે જાણી લેવું જોઈએ કે ધનવાન ખેડૂતો કેટલા છે અને તેઓ કેટલા તાકાતવાન છે.

જમીનદારોની તાકાતનો અંદાજ આપણે તેમની જાગીરોના કદ ઉપરથી લગાવીએ છીએ, તેમની માલિકીની જમીન ઉપરથી લગાવીએ છીએ. જમીનદારોને પોતાની જમીનનો નિકાલ કરવાની છૂટ છે, જમીન ખરીદવાની અને વેચવાની છૂટ છે. એટલે તેમની માલિકીની જમીનના આધારે તેમની

તાકાતનો અંદાજ ખૂબ ચોકસાઈથી લગાવવાનું શક્ય છે. પરંતુ ખેડૂતો પોતાની જમીનનો આઝાદીથી નિકાલ કરવાનો હક હજી નથી ધરાવતા, તેઓ હજી ગ્રામસમાજ સાથે બંધાયેલા અર્ધ-ખેતગુલામો છે. એટલે ધનવાન ખેડૂતોની તાકાતનો અંદાજ તેમને હસ્તક ફાળવણીની જમીનના આધારે ન બાંધી શકાય. ધનવાન ખેડૂતો ફાળવણીના આધારે ધનવાન નથી બનતા. તેઓ "કાયમી માલિકીહકની" (અર્થાત્ ખાનગી મિલકત તરીકે) તેમ જ "અમુક વરસો માટે" (એટલે કે પટ્ટે) સારા પ્રમાણમાં જમીન **ખરીદે** છે. તેઓ જમીનદારો પાસેથી તેમ જ પોતાના ખેડૂતબંધુઓ પાસેથી, જમીન છોડી જનારા ખેડૂતો પાસેથી તેમ જ કંગાલિયતને કારણે પોતાની જમીન પટ્ટે આપી દેવા મજબૂર બની જનારા ખેડૂતો પાસેથી, જમીન ખરીદે છે. એટલે ધનવાન, મધ્યમ, અને ગરીબ કિસાનોનું વિભાજન દરેકની માલિકીના ઘોડાની સંખ્યાના આધારે કરવું વધારે યથાર્થ સાબિત થશે. જેની પાસે મોટી સંખ્યામાં ઘોડા હોય એવો ખેડૂત લગભગ હંમેશાં ધનવાન જ હોવાનો. ખેડૂત પાસે ઘોડા કે બળદ મોટી સંખ્યામાં હોય તો એ હકીકત બતાવે છે કે તે પુષ્કળ જમીન ખેડે છે, તેની પાસે સમાજની ફાળવણીની જમીન ઉપરાંત જમીન છે, અને તેણે નાણું બચાવી રાખ્યું છે. વળી ઘોડાની મોટી સંખ્યા ધરાવતા ખેડૂતોની આખા રશિયામાં (સાઈબિરિયા અને કોકેસસ સિવાયના યુરોપિયન રશિયામાં) ગણતરી કરવાનું આપણે માટે શક્ય છે. આપણે બેશક ભૂલવું ન જોઈએ કે આખા રશિયાની વાત આપણે કેવળ સરેરાશ આંકડાઓમાં જ કરી શકીએ—જુદા જુદા ઉયેઝદો અને ગુબેર્નિયાઓ વચ્ચે સારા પ્રમાણમાં તફાવતો છે. દાખલા તરીકે શહેરોની નજીકના વિસ્તારોમાં ઘણી વાર આપણને બહુ ઓછા ઘોડા રાખતા ધનવાન ખેડૂતો જોવા મળે છે. કેટલાક ખેડૂતો બગીચા ને વાડા રાખે છે—એ ધંધો નફાકારક છે. કેટલાક ખેડૂતો ઘોડા ઓછા રાખે છે પણ ગાયો વધારે રાખીને દૂધ વેચે છે. રશિયાના બધા ભાગોમાં એવા ખેડૂતો પણ હોય છે કે જે જમીનની પેદાશમાંથી પૈસા નથી કમાતા પણ વેપાર કરે છે. તેઓ ઘી-માખણ વેચે છે અથવા ખેતીવાડીને લગતા ઉદ્યોગધંધા કરે છે. ગામમાં વસતો દરેક માણસ પોતાના ગામ અથવા જિલ્લાના ધનવાન ખેડૂતો વિશે પૂરો વાકેફ હોય છે. પરંતુ આપણે તો જાણી લેવું છે કે આખા રશિયામાં તેઓ કેટલા છે અને કેટલી તાકાત ધરાવે છે, જેથી ગરીબ કિસાનને અટકળ ન કરવી પડે અને જાણે અંધારામાં ફાંફાં ન મારવાં પાડે, પણ તેને પોતાના દોસ્તો અને દુશ્મનો વિશે ચોક્કસ માહિતી હાંસલ થઈ જાય.

તો હવે આપણે જોઈએ કે ઘોડાની બાબતમાં ધનવાન અથવા ગરીબ ખેડૂતો કેટલા કેટલા છે. અમે જણાવી ચૂક્યા છીએ કે રશિયામાં કિસાન પરિવારોની કુલ સંખ્યા લગભગ **એક કરોડ** અંદાજવામાં આવી છે. એ સૌના ઘોડાની સહિયારી સંખ્યા ઘણું કરીને લગભગ **દોઢ કરોડ** છે (લગભગ ચૌદ વરસ પહેલાં સંખ્યા એક કરોડ સિત્તોર લાખની હતી પણ હવે ઓછી થઈ ગઈ છે). એ રીતે, સરેરાશ દર **દસ** પરિવારો **પંદર** ઘોડા ધરાવે છે. પરંતુ મુદ્દો તો એ છે કે તેમાંના કેટલાકની—થોડાકની—પાસે ઘણા ઘોડા છે, જ્યારે બીજાની—ઘણાબધાની—પાસે કાં તો ઘોડા છે જ નહિ અથવા બહુ ઓછા છે. **ઓછામાં ઓછા ત્રીસ લાખ** કિસાનો પાસે ઘોડા છે જ નહી, અને લગભગ પાંત્રીસ લાખ કિસાનો પાસે દરેકનો **એકેક ઘોડો** છે. એ બધા કિસાનો કાં તો તદ્દન પાયમાલ થઈ ગયેલા અથવા ખૂબ ગરીબ છે. આપણે તેમને દેહાતી ગરીબો કહીએ છીએ. કુલ એક કરોડમાંથી તેમની સંખ્યા **પાંસઠ લાખ** છે, એટલે કે લગભગ **બે તૃતીયાંશ** છે! ત્યાર પછી બબ્બે ઘોડા ધરાવતા મધ્યમ કિસાનોનો નંબર આવે છે. તેમની સંખ્યા **લગભગ વીસ લાખ** પરિવારોની છે, અને તેમની માલિકીના ઘોડાની સંખ્યા **લગભગ ચાળીસ** લાખ છે. ત્યાર પછી ધનવાન ખેડૂતો—દરેકની પાસે એક જોડીથી વધારે ઘોડા છે. તેમની સંખ્યા **પંદર લાખ** પરિવારોની છે પરંતુ તેમની માલિકીના ઘોડાની સંખ્યા **પંચોતેર** લાખ છે.* એ રીતે કુલ

---

*અમે ફરી વાર કહીએ છીએ કે ટાંકવામાં આવેલા આંકડા સરેરાશ છે, લગભગ સ્થિતિ દર્શાવતા છે. ધનવાન ખેડૂતોની સંખ્યા કદાચ બરાબર પંદર લાખ નહિ પણ સાડા બાર લાખ કે સાડા સત્તર લાખ હોય, અથવા વીસ લાખ પણ હોય. એ તફાવત બહુ મોટો નથી. અહીંયાં મહત્ત્વની બાબત તો તેમની સંખ્યા છેલ્લા હજાર કે છેલ્લા લાખ સુધી ગણી કાઢવાની નહિ પરંતુ તેમની તાકાત અને સ્થિતિને સાફ સમજી લેવાની છે, જેથી આપણે આપણા દુશ્મનો તથા દોસ્તો વિશે વાકેફ બની શકીએ, આપણે વાર્તાઓ કે ઠાલાં ગપ્પાંથી ભોળવાઈ ન જઈએ, પરંતુ ગરીબોની સ્થિતિ અને ખાસ કરીને અમીરોની સ્થિતિ ચોક્કસ રૂપમાં જાણી લઈએ.

દરેક દેહાતી કામદાર પોતાના વોલોસ્તની તેમ જ પાડોશના વોલોસ્તોની પરિસ્થિતિનો કાળજીથી અભ્યાસ કરી લે. તેને જાણવા મળશે કે અમારી ગણતરી ખરી છે અને દરેક ઠેકાણે સરેરાશ સ્થિતિ એવી જ હશે—દર એકસો પરિવારોમાં દસ, અથવા વધુમાં વધુ વીસ, ધનવાન પરિવારો હશે, લગભગ વીસ મધ્યમ કિસાનો હશે, બાકીના બધા ગરીબ છે.

પરિવારોમાંથી લગભગ છઠ્ઠા ભાગના પરિવારો પાસે ઘોડાની કુલ સંખ્યાનો અરધો ભાગ છે.

આટલું જાણી લીધું એટલે હવે આપણે ધનવાન ખેડૂતોની તાકાતનો ઠીક ઠીક ચોક્કસ અંદાજ લગાવી શકીએ એમ છીએ. તેમની સંખ્યા ખૂબ ઓછી છે—જુદા જુદા સમાજો તથા વોલોસ્તોમાં દર એકસોમાં તેમની સંખ્યા દસથી વીસ પરિવારોની હશે. પરંતુ એ થોડાક પરિવારો સૌથી અમીર છે. આખા રશિયાની પરિસ્થિતિ લેતાં, બાકીના તમામ કિસાનો પાસે કુલ જેટલા ઘોડા છે, લગભગ એટલા ઘોડા કેવળ ધનવાન ખેડૂતો પાસે છે. એટલે બધા ખેડૂતો કુલ જેટલી જમીન ખેડે છે તેના લગભગ અરધા ભાગ જેટલી જમીન પણ ધનવાન ખેડૂતોના હાથમાં હોવી જોઈએ. એવા ખેડૂતો પોતાના પરિવારોની જરૂરિયાત કરતાં ઘણું વધારે અનાજ પેદા કરે છે. તેઓ અનાજના મોટા જથ્થા વેચી નાખે છે. તેઓ કેવળ પોતાના ખોરાક માટે જ નહિ પરંતુ મુખ્યત્વે તો વેચવા માટે, પૈસા કમાવા માટે, અનાજ પેદા કરે છે. એવા ખેડૂતો નાણું બચાવી શકે છે અને બચત-બેંકોમાં તથા બેંકોમાં રાખે છે. તેઓ જમીન મિલકત તરીકે ખરીદી લે છે. અમે જણાવી ચૂક્યા છીએ કે આખા રશિયામાં દર વરસે ખેડૂતો કેટલી જમીન ખરીદે છે. એવી લગભગ બધી જમીન આ થોડાક ધનવાન ખેડૂતોના હાથમાં જાય છે. દેહાતી ગરીબોને જમીન ખરીદવાની નહિ પણ પૂરતો ખોરાક મેળવવાની ફિકર સતાવતી હોય છે. જમીનની વાત તો દૂર રહી, ઘણી વાર તેમની પાસે અનાજ ખરીદવા માટે પણ પૂરતા પૈસા નથી હોતા. એટલે, સામાન્ય રૂપે બેંકો અને ખાસ કરીને ખેડૂત બેંકો જમીન ખરીદવામાં તમામ કિસાનોને મદદ નથી કરતી (ખેડુને છેતરવાની કોશિશ કરનારા માણસો અથવા સાવ ભોળા લોકો ક્યારેક દાવા કરે છે કે તમામ કિસાનોને મદદ કરે છે) પણ માત્ર નજીવી સંખ્યાના ખેડૂતોને, માત્ર ધનવાન ખેડૂતોને, મદદ કરે છે. એ રીતે, અમે કિસાનોના જે દુષ્ટ સલાહકારોનો ઉલ્લેખ કરી ચૂક્યા છીએ તેઓ જૂઠું બોલે છે કે કિસાનો જમીન ખરીદી રહ્યા છે, જમીન મૂડીના પંજામાંથી છૂટીને મહેનતને હસ્તક જઈ રહી છે. જમીન મહેનતને હસ્તક કદી ન જઈ શકે, એટલે કે ગરીબ કામગાર ઈન્સાનના હાથમાં કદી ન જઈ શકે, કેમ કે જમીન માટે નાણાં ચૂકવવાં પડે છે. પરંતુ ગરીબો પાસે વધારાનું નાણું કદી હોતું જ નથી. જમીન માત્ર અમીરોના હાથમાં જઈ શકે, પૈસાદાર ખેડૂતોના હાથમાં જઈ શકે, મૂડીને હસ્તક જઈ શકે, એવા લોકોના હાથમાં જઈ શકે

કે જેની સામે દેહાતી ગરીબોએ શહેરી કામદારો જોડે એકસંપી કરીને **લડવાનું** જ છે.

ધનવાન ખેડૂતો કાયમના માલિકીહકની જમીન ખરીદી લે છે એટલું જ નહિ પરંતુ તેઓ સૌથી વધારે તો જમીન કેટલાંક વરસો માટે પટ્ટે રાખી લે છે. જમીનના વિશાળ પ્લોટ પટ્ટે રાખીને તેઓ દેહાતી ગરીબોને જમીન હાંસલ કરતા અટકાવે છે. દાખલા તરીકે, પોલ્તાવા ગુબેર્નિયાના એક જ ઉયેઝ્દમાં (કોન્સ્તંતીનોગ્રાદમાં) ધનવાન ખેડૂતોએ પટ્ટે રાખી લીધેલી જમીનનો હિસાબ લગાવવામાં આવ્યો છે. તેમાં આપણને શું જોવા મળે છે? પરિવાર દીઠ ત્રીસ દેસ્યાતિન અથવા વધારે જમીન પટ્ટે લેનારાઓની સંખ્યા ખૂબ નાની છે—દર પંદર પરિવારોમાં ફક્ત બે. પરંતુ એ ધનવાન ખેડૂતોએ પટ્ટાની કુલ જમીનનો **અરધો ભાગ** કબજે કરી લીધો છે અને દરેકની પાસે સરેરાશ **પંચોતેર દેસ્યાતિન** પટ્ટાની જમીન છે. અથવા આપણે તાઉરિદા ગુબેર્નિયાનો દાખલો લઈએ. ત્યાં હિસાબ લગાવવામાં આવ્યો છે કે રાજ્ય તરફથી **મિર** મારફત, ગ્રામસમાજ મારફત, કિસાનોને પટ્ટે આપવામાં આવેલી જમીનનો કેટલો હિસ્સો ધનવાનોએ કબજે કરી લીધો છે. તેમાંથી જાણવા મળે છે કે કુલ પરિવારોના માત્ર **પાંચમા ભાગ** જેટલા ધનવાનોએ પટ્ટાની કુલ જમીનનો **પોણો ભાગ** કબજે કરી લીધો છે. દરેક ઠેકાણે જમીન પૈસાદાર માણસોના હાથમાં જાય છે, અને પૈસા તો માત્ર થોડાક ધનવાનો પાસે જ હોય છે.

વળી હવે તો કિસાનો પોતે જ ઘણી જમીન પટ્ટે આપી દે છે. કિસાનો જમીન છોડી દે છે કેમ કે તેમની પાસે ખેતર ખેડવા માટે ઢોર નથી હોતાં, બિયાં નથી હોતાં, કશું જ નથી હોતું. આજે તો હાથમાં નાણું ન હોય તો જમીન પણ નકામી બની જાય છે. દાખલા તરીકે, સમારા ગુબેર્નિયાના નોવોઉઝેન્સ્ક ઉયેઝ્દમાં દર ત્રણ ધનવાન ખેડૂત પરિવારોમાંથી એક અને ક્યારેક બે પરિવારો પોતાના અથવા બીજા ગ્રામસમાજમાં **પટ્ટે રાખેલી ફાળવણીની** જમીન ધરાવે છે. જેમની પાસે ઘોડા હોય જ નહિ અથવા એક જ ઘોડો હોય એવા કિસાનો પોતાને ફાળવણીમાં મળેલી જમીન પટ્ટે આપી દે છે. તાઉરિદા ગુબેર્નિયામાં કુલ કિસાન પરિવારોમાંથી **ત્રીજા ભાગ** જેટલા પોતાની ફાળવણીની જમીન પટ્ટે આપી દે છે. કિસાનોને ફાળવવામાં આવેલી જમીનના **ચોથા ભાગની** જમીન, અઢી લાખ દેસ્યાતિન જમીન, પટ્ટે આપી દેવામાં આવેલી છે. આ અઢી લાખ દેસ્યાતિન જમીન ધનવાન ખેડૂતોએ (ત્રણ પંચમાંશ) પટ્ટે લીધેલી

છે! આ હકીકત પણ બતાવે છે કે મિરની એકતા, ગ્રામસમાજની એકતા, ગરીબો માટે નકામી છે. આપણને તો તમામ ગ્રામસમાજોના ગરીબોની એકતાની આવશ્યકતા છે.

જમીનની ખરીદીની બાબતમાં બને છે એવી જ રીતે સસ્તાં હળ, કાપણીનાં ઓજારો, અને જાતજાતનાં બીજાં સુધારેલાં ઓજારોની ખરીદી સંબંધી વાતો વડે પણ કિસાનોને છેતરવામાં આવે છે. ઝેમ્સ્ત્વોની[3] દુકાનો તથા કારખાનાં ખોલવામાં આવે છે અને કહેવામાં આવે છે—બહેતર ઓજારોના ઉપયોગથી કિસાનોની હાલત બહેતર બનશે. પણ એ તો નરી છેતરપિંડી છે. એ બધાં બહેતર ઓજારો હંમેશાં ધનવાનોને જ મળે છે—કિસાનોને ભાગ્યે જ કશું મળે છે. તેઓ હળ કે કાપણીનાં ઓજારો ખરીદવાનો ખ્યાલ પણ નથી કરી શકતા—તેમને તો ગમે તેમ કરીને પેટ ભરવાની ફિકર હોય છે! આવી બધી "કિસાનોને મદદ" એટલે ધનવાનોને મદદ સિવાય બીજું કશું નથી. જમીન, ઢોર, કે બચત ન ધરાવતા ગરીબ લોકસમુદાયોને એ હકીકતથી કશો ફાયદો નહિ થાય કે બહેતર ઓજારો સસ્તાં મળે છે. આપણે એક દાખલો જોઈએ. સમારા ગુબેર્નિયાના એક ઉયેઝ્દમાં ગરીબ તેમ જ ધનવાન ખેડૂતોની માલિકીનાં બહેતર ઓજારોનો હિસાબ લગાવવામાં આવ્યો છે. તેમાંથી જાણવા મળે છે કે તમામ બહેતર ઓજારોમાંથી **પોણા ભાગનાં** ઓજારો કુલ પરિવારોમાંથી **પાંચમા** ભાગના પરિવારોની, એટલે કે અત્યંત ધનવાન પરિવારોની, માલિકીનાં છે. પરંતુ ગરીબ પરિવારો પાસે, **અરધા ભાગના** પરિવારો પાસે, માત્ર **તેરમા ભાગનાં** ઓજારો છે. કુલ ૨૮૦૦૦ પરિવારોમાં એકેક ઘોડો ધરાવતા અથવા મુદ્દલ ઘોડા વગરના પરિવારોની સંખ્યા દસ હજાર છે. ઉયેઝ્દના તમામ કિસાન પરિવારોની માલિકીનાં કુલ ૫૭૨૪ બહેતર ઓજારોમાંથી એ દસ હજાર પરિવારો પાસે માત્ર **સાત** બહેતર ઓજારો છે. ૫૭૨૪માંથી સાત—ખેતીને લગતી આ તમામ સુધારણાઓમાં, 'આખી કિસાનપ્રજા'ને મદદ કરવા માટે બનાવવામાં આવતાં આ હળો તથા કાપણીનાં ઓજારોમાં, દેહાતી ગરીબોનો હિસ્સો એટલો છે! 'કિસાનોની ખેતીમાં સુધારણા કરવાની' વાતો કરનારાઓ પાસેથી દેહાતી ગરીબો એટલી અપેક્ષા રાખી શકે!

છેલ્લે—ધનવાન ખેડૂતોનાં મુખ્ય લક્ષણોમાંનું એક એ છે કે તેઓ **સાથીઓને તથા દહાડિયાઓને કામે રાખે છે**. જમીનદારોની જેમ ધનવાન ખેડૂતો પણ બીજાની મહેનતના આધારે જીવે છે, જમીનદારોની જેમ તેઓ એ કારણે ધનવાન બને છે કે કિસાન સમુદાયો પાયમાલ અને કંગાલ થઈ ગયા

છે. જમીનદારોની જેમ તેઓ પોતાના સાથીઓ પાસેથી બને એટલું વધારે કામ કરાવે છે અને તેમને બને એટલું ઓછું મહેનતાણું આપે છે. લાખો કિસાનો તદ્દન પાયમાલ ન થઈ ગયા હોત અને બીજાનું કામ કરવા મજબૂર ન બની ગયા હોત તો ધનવાન ખેડૂતો હયાત ન રહી શક્યા હોત, પોતાનાં ખેતરો ખેડાવી ન શક્યા હોત, તેમને હસ્તક કરી લેવા માટે ફાળવણીની જમીન ન મળી હોત અને કામે રાખવા માટે દહાડિયા ન મળ્યા હોત. આખા રશિયામાં પંદર લાખ ધનવાન ખેડૂતો તરફથી કામે રાખવામાં આવતા સાથીઓ તથા દહાડિયાઓની સંખ્યા **દસ લાખથી** ઓછી તો ચોક્કસ નથી જ. સ્વાભાવિક છે કે મિલકતદાર વર્ગ અને મિલકત વગરના વર્ગ વચ્ચેના, માલિકો અને કામદારો વચ્ચેના, બુઝ્ર્વાઝી અને પ્રોલિટેરિયટ વચ્ચેના, પ્રચંડ સંઘર્ષમાં ધનવાન ખેડૂતો કામદાર વર્ગની સામે મિલકતદારોનો જ પક્ષ લેવાના.

ધનવાન ખેડૂત વર્ગની સ્થિતિ અને તાકાત આપણે જાણી લીધી, હવે આપણે દેહાતી ગરીબોની હાલતનું પરીક્ષણ કરીએ.

અમે જણાવી ચૂક્યા છીએ કે આખા રશિયાના કિસાન પરિવારોમાં દેહાતી ગરીબો વિશાળ બહુસંખ્યા ધરાવે છે, લગભગ બે તૃતીયાંશ જેટલા છે. સૌથી પહેલી વાત—ઘોડા વગરના પરિવારોની સંખ્યા **ત્રીસ લાખથી** ઓછી ન હોઈ શકે—હવે ઘણું કરીને એથી વધારે હશે, કદાચ પાંત્રીસ લાખ હશે. દુકાળના દરેક વરસે, માઠા પાકના દરેક વખતે, હજારો ખેતરો પાયમાલ થઈ જાય છે. વસતિ વધે છે, ખેતીની જિંદગી વધારે તંગ બનતી જાય છે, પણ સૌથી સારી બધી જમીન જમીનદારો તથા ધનવાન ખેડૂતોએ કબજે કરી લીધી છે. એટલે દર વરસે વધારે ને વધારે લોકો પાયમાલ થઈ જાય છે, શહેરોમાં તથા કારખાનાંમાં જાય છે, સાથીઓ તરીકે કામે રહી જાય છે, અથવા અણઘડ મજૂરો બની જાય છે. જેની પાસે એક પણ ઘોડો ન હોય એવો કિસાન તદ્દન ગરીબ બની ગયેલો હોય છે. એ પ્રોલિટેરિયન છે. એ પોતાનું ગુજરાન (એને ગુજરાન કહી શકાય તો—એમ કહેવું વધારે ખરું ગણાય કે માંડ માંડ જિંદગી ટકાવી રાખે છે) જમીનની પેદાશના આધારે નહિ, પોતાના ખેતરના આધારે નહિ, પણ બીજાની **મજૂરી કરીને** ચલાવે છે. એ તો શહેરી કામદારનો ભાઈ છે. ઘોડા વગરના કિસાનને જમીન પણ કશા કામની નથી હોતી. ઘોડા વગરના પરિવારોમાંથી અરધા **પોતાની ફાળવણીની જમીન પટ્ટે આપી દે છે**, કેટલાક તો ગ્રામસમાજને મફત સોંપી દે છે (અને ક્યારેક કરવેરાની રકમ તથા જમીનમાંથી અપેક્ષિત આવક વચ્ચેનો તફાવત પણ ચૂકવે છે!) કારણ કે તેમની

હાલત પોતાની જમીનમાં ખેતી કરી શકે એવી નથી હોતી. ઘોડા વગરનો કિસાન એક દેસ્યાતિન અથવા વધારેમાં વધારે બે દેસ્યાતિન જમીનમાં વાવણી કરે છે. તેની ખેતીની પેદાશ ખોરાક માટે કદી પૂરતી ન હોવાથી તેને હંમેશાં વધારાનું અનાજ ખરીદવું પડે છે (તેની પાસે ખરીદવાના પૈસા હોય તો). જેમની પાસે એકેક ઘોડો હોય એવા કિસાનોની હાલત — આખા રશિયામાં એવા પાંત્રીસ લાખ પરિવારો છે — એથી બહુ ઝાઝી બહેતર નથી. અપવાદો બેશક છે જ, અને અમે જણાવી ચૂક્યા છીએ કે એકેક જ ઘોડો હોવા છતાં સાધારણ સુખી અથવા ધનવાન પણ હોય એવા કિસાનો ક્યાંક ક્યાંક છે ખરા. પરંતુ અમે અપવાદોની નહિ, અલગ અલગ વિસ્તારોની નહિ, આખા રશિયાની વાત કરી રહ્યા છીએ. આપણે એકેક ઘોડાવાળા કિસાનોના આખા સમુદાયને લઈએ તો નિ:શંક જોવા મળશે કે તે કંગાલોનો સમુદાય છે. ખેતીપ્રધાન ગુબેર્નિયાઓમાં પણ એક ઘોડાવાળો કિસાન માત્ર ત્રણ અથવા ચાર દેસ્યાતિન જમીનમાં, જવલ્લે જ પાંચ દેસ્યાતિન જમીનમાં, વાવણી કરે છે. તેને પણ પાક પૂરો પડતો નથી. સારા પાકના વરસમાં પણ તેનો ખોરાક ઘોડા વગરના કિસાનના ખોરાક કરતાં જરાય બહેતર નથી હોતો — એટલે કે તે હંમેશાં અપૂરતો ખોરાક ખાય છે, હંમેશાં અધભૂખ્યો રહે છે. તેનું ખેતર તારાજીની હાલતમાં હોય છે, તેનાં ઢોર દૂબળાં હોય છે અને તેને ત્યાં ચારાની હંમેશાં તંગી હોય છે, અને તેની હાલત જમીનની બરાબર કાળજી રાખી શકાય એવી નથી હોતી. એક ઘોડાવાળો કિસાન — દાખલા તરીકે વોરોનેઝ ગુબેર્નિયામાં — પોતાના આખા ખેતર સારુ **વરસે વીસ રૂબલથી વધારે** ખર્ચ (ચારાનો ખર્ચ ન ગણતાં) નથી કરી શકતો! (ધનવાન ખેડૂત **એથી દસ ગણો** ખર્ચ કરે છે.) વરસે વીસ રૂબલમાંથી સાંથ ભરવી, ઢોર ખરીદવાં, લાકડાના હળની તથા બીજાં ઓજારોની મરામત કરાવવી, ચરામણ આપવું, અને બીજાં બધાં જરૂરી ખર્ચ કરવાં! એને ખેતી કહી શકાય ખરી? એ તો નરી કંગાલિયત છે, કાળી મજૂરી છે, રાતદિવસ ચાલુ રહેતું વૈતરું છે. સ્વાભાવિક છે કે એકેક ઘોડાવાળા કેટલાક કિસાનો પણ **પોતાની ફાળવણીની જમીન પટ્ટે આપી દે છે**, અને એવા કિસાનોની સંખ્યા નાની નથી. કંગાલ માણસને જમીન પણ બહુ કામની નથી હોતી. તેની પાસે પૈસા નથી હોતા, અને જમીનમાંથી પૈસા પેદા કરવાની વાત તો દૂર રહી, તેને પૂરતો ખોરાક પણ નથી મળતો. પરંતુ દરેક બાબતમાં પૈસાની જરૂર પડે છે — ખોરાક માટે, કપડાં માટે, ખેતર માટે, અને કરવેરા ભરવા માટે. વોરોનેઝ ગુબેર્નિયામાં એક ઘોડાવાળા કિસાનને સામાન્ય રીતે દર વરસે એકલા કરવેરાના જ લગભગ **અઢાર**

રૂબલ ભરવા પડે છે. તેની આવક વરસે પંચોતેર રૂબલથી વધારે નથી હોતી, અને **તમામ** ખર્ચ તેને એટલી આવકમાંથી જ કરવાનાં હોય છે. એવા સંજોગોમાં જમીન ખરીદવાની, બહેતર ઓજારોની, અને ખેતીવાડીની બેંકોની વાતો નરી ઠેકડી જ છે. એ બધી સવલતો ગરીબો માટે નથી રાખવામાં આવી.

કિસાન પૈસા ક્યાંથી મેળવે? તેને બીજી "કમાણી"ની તલાશ કરવી પડે છે. ઘોડા વગરના કિસાનની જેમ એક ઘોડાવાળો કિસાન એવી 'કમાણી'ના આધારે ગુજરાન ચલાવે છે. પણ "કમાણી" એટલે શું? બીજાનું કામ, મજૂરી. એટલે એક ઘોડાવાળો કિસાન અરધા પ્રમાણમાં સ્વતંત્ર ખેડૂત મટી ગયો છે અને મજૂર બની ગયો છે, પ્રોલિટેરિયન બની ગયો છે. એ કારણે જ એવા કિસાનોને **અર્ધ-પ્રોલિટેરિયનો** કહેવામાં આવે છે. તેઓ પણ શહેરી કામદારોના ભાઈઓ છે કેમ કે તેમને પણ જાતજાતના માલિકો દરેક રીતે લૂંટે છે. તેમને માટે પણ તમામ અમીરોની સામે, તમામ મિલકતદારોની સામે, લડવા સામાજિક-લોકશાહીવાદીઓ સાથે એકતા સાધવા સિવાય બીજા કશો ઉપાય નથી, બીજો કશો છુટકારો નથી. રેલવેના બાંધકામમાં કોણ મજૂરી કરે છે? ઠેકેદારો કોને લૂંટે છે? જંગલ કાપવા ને થડિયાંના ગંજ ખસેડવા કોણ જાય છે? ખેતરમાં સાથી તરીકે કોણ મજૂરી કરે છે? અથવા દહાડિયા તરીકે? શહેરો અને બંદરોમાં મજૂરી કોણ કરે છે? હંમેશાં દેહાતી ગરીબો જ, ઘોડા વગરના અથવા એકેક ઘોડાવાળા કિસાનો જ, એ બધું કામ કરે છે. હંમેશાં દેહાતી પ્રોલિટેરિયનો અને અર્ધ-પ્રોલિટેરિયનો જ એ બધું કામ કરે છે. અને રશિયામાં તેમની સંખ્યા કેટલી વિશાળ છે! હિસાબ લગાવવામાં આવ્યો છે કે આખા રશિયામાં (કોકેસસ અને સાઈબિરિયા સિવાય) વરસે એંશી અને ક્યારેક તો **નેવું લાખ** માણસો પાસપોર્ટ લે છે. એ સૌ સ્થળાંતર કરનારા કામદારો હોય છે. તેઓ માત્ર નામના કિસાનો હોય છે, હકીકતમાં તેઓ મજૂરો હોય છે, કામદારો હોય છે. એ સૌએ શહેરી કામદારો જોડે એક જ સંઘમાં એકતા સાધવી જોઈએ, અને દેહાતોમાં પહોંચતું પ્રકાશ તથા જ્ઞાનનું પ્રત્યેક કિરણ એ એકતાને વધારે મજબૂત અને સંગીન બનાવશે.

"કમાણી" વિશે એક વધુ મુદ્દો ભૂલવો ન જોઈએ. જાતજાતના અમલદારો અને અમલદારોની જેમ વિચાર કરનારા માણસોને એમ કહેવાનો શોખ હોય છે કે કિસાનને, ખેડુને, બે વસ્તુની "જરૂર" હોય છે: જમીન (પણ બહુ ઝાઝી નહિ — વળી એને ઝાઝી મળે પણ નહિ કારણ કે બધી જમીન અમીરોએ કબજે કરી લીધી છે!!) અને "કમાણી". તેઓ કહે છે કે એ કારણે લોકોને મદદ કરવા માટે દેહાતી વિસ્તારોમાં વધારે કામધંધા ચાલુ કરવાની

જરૂર છે, વધારે "કમાણી પૂરી પાડવાની" જરૂર છે. એવી વાતો નર્યો દંભ છે. ગરીબો માટે "કમાણી" એટલે મજૂરી. કિસાનને "કમાણી પૂરી પાડવી" એટલે તેને મજૂરમાં પલટાવી નાખવો. આ તો મઝાની મદદ થઈ! ધનવાન કિસાનો માટે બીજી જાતની 'કમાણી' હોય છે જેમાં મૂડીની જરૂર પડે છે, દાખલા તરીકે લોટની મિલ અથવા બીજું કોઈ કારખાનું બાંધવું, ઝૂડવાનાં મશીનો ખરીદવાં, વેપાર કરવો, વગેરે. પૈસાદાર લોકોની કમાણી અને ગરીબોની **મજૂરીને** એકસરખી બાબત ગણાવવી એટલે ગરીબો જોડે છેતરપિંડી કરવી. બેશક, એવી છેતરપિંડીથી અમીરોને લાભ થાય છે, જાતજાતની 'કમાણી'ના રસ્તા તમામ કિસાનો માટે ખુલ્લા છે અને તેમની પહોંચમાં છે એવો દેખાવ કરવાથી અમીરોને લાભ થાય છે. પરંતુ ખરેખર ગરીબોનાં સુખસગવડની ફિકર કરનારો માણસ તો **આખું સત્ય અને કેવળ સત્ય જ** કહેશે.

હવે મધ્યમ કિસાનોની વાત બાકી રહી. આપણે જોઈ ચૂક્યા છીએ કે આખા રશિયાની પરિસ્થિતિ સરેરાશ લેતાં, કામ માટે જનાવરોની એક જોડી ધરાવતા કિસાનને આપણે મધ્યમ કિસાન ગણવો જોઈએ, અને કુલ એક કરોડ પરિવારોમાંથી વીસ લાખ મધ્યમ કિસાન પરિવારો છે. મધ્યમ કિસાનનું સ્થાન ધનવાન ખેડૂત અને પ્રોલિટેરિયનની વચ્ચે હોય છે, અને એ કારણે જ તેને મધ્યમ કિસાન કહેવામાં આવે છે. તેનું જીવનધોરણ પણ મધ્યમ કક્ષાનું હોય છે. સારા પાકના વરસમાં તેનું ગુજરાન ખેતરની આવકમાંથી થઈ જાય છે, પરંતુ ગરીબી હંમેશાં બારણું ખખડાવતી રહે છે. તેની પાસે બચત બહુ ઓછી હોય છે અથવા મુદ્દલ નથી હોતી. એટલે તેનું ખેતર હંમેશાં ડામાડોળ હાલતમાં હોય છે. તેને માટે પૈસા મેળવવાનું ખૂબ મુશ્કેલ હોય છે. જરૂર પૂરતા પૈસા તે ખેતરમાંથી ભાગ્યે જ પેદા કરી શકે છે, અને કરી લે ત્યારે એ માંડ પૂરતા હોય છે. પૈસા કમાવા માટે બીજે કામ કરવા જાય તો ખેતરનું ધ્યાન ન રાખી શકે અને બધું ખેદાનમેદાન થઈ જાય. તેમ છતાં ઘણા મધ્યમ કિસાનો કમાણી વગર ચલાવી શકતા નથી. તેમને પણ બીજાની મજૂરી કરવી પડે છે. ગરીબી તેમને જમીનદારની ગુલામીમાં ધકેલી દે છે, કરજના પાશમાં જકડી લે છે. પરંતુ મધ્યમ કિસાન એક વાર કરજદાર થઈ ગયા પછી ભાગ્યે જ છુટકારો મેળવી શકે છે, કારણ કે ધનવાન ખેડૂતની એકધારી આવક જેવી કશી આવક તેને નથી હોતી. એટલે તે એક વાર કરજદાર થઈ ગયો તો તેણે પોતાની ગરદન જાણે ગાળિયામાં ભરાવી દીધી. તદ્દન પાયમાલ થઈ જાય ત્યાં સુધી તે કરજદાર જ રહે છે. જમીનદારની ગુલામીમાં મોટે ભાગે મધ્યમ કિસાન જ સપડાય છે,

કારણ કે મહેનતાણું આપીને અમુક કામગીરી કરાવવા માટે જમીનદારને એવા કિસાનની જરૂર પડે છે કે જે પાયમાલ ન થઈ ગયો હોય અને જેની પાસે ઘોડાની જોડી તથા ખેતીનાં સઘળાં સાધનો હોય. મધ્યમ કિસાન માટે કમાણીની તલાશમાં બીજે ઠેકાણે જવાનું મુશ્કેલ હોય છે, એટલે તે અનાજ માટે, ચરાણના ઉપયોગની પરવાનગી માટે, છૂટી પડી ગયેલી જમીનના પટ્ટા માટે, અને શિયાળામાં કરજે પૈસા મેળવવા માટે જમીનદારની ગુલામીમાં સપડાઈ જાય છે. મધ્યમ કિસાન કેવળ જમીનદાર અને કુલકથી જ નહિ પરંતુ પોતાના અમીર પાડોશીથી પણ સખત દબાયેલો હોય છે. અમીર પારોશી વધારે ને વધારે જમીન હાંસલ કરવા આતુર હોય છે અને મધ્યમ કિસાનને એક યા બીજી રીતે પકડમાં લેવાની કોઈ પણ તક ચૂકતો નથી. મધ્યમ કિસાનની જિંદગી એવી હોય છે—ધોબીના કૂતરા જેવી. તે નથી ખરો માલિક બની શકતો કે નથી કામદાર બની શકતો. બધા મધ્યમ કિસાનો માલિકો બનવાની કોશિશ કરે છે—તેમની મુરાદ મિલકતદાર બનવાની હોય છે, પણ બહુ ઓછા કામયાબ થાય છે. સાથીઓને અથવા દહાડિયાઓને કામે પણ રાખતા હોય, બીજાની મહેનતના આધારે ધનવાન બનવાની કોશિશ પણ કરતા હોય, બીજાની પીઠ ઉપર સવાર થઈને દોલત હાંસલ કરવાની કોશિશ પણ કરતા હોય, એવા થોડાક મધ્યમ કિસાનો છે ખરા, પણ બહુ ઓછા. મોટા ભાગના મધ્યમ કિસાનો પાસે મજૂરોને કામે રાખવાના પૈસા હોતા જ નથી—હકીકતમાં તેમને પોતાને જ બીજાની મજૂરી કરવી પડે છે.

જ્યાં જ્યાં અમીરો અને ગરીબો વચ્ચે, મિલકતદારો અને કામદારો વચ્ચે, સંઘર્ષ શરૂ થઈ જાય છે ત્યાં ત્યાં મધ્યમ કિસાન વચગાળામાં હોય છે, તેને સમજાતું નથી કે કોનો પક્ષ લેવો. અમીરો તેને પોતાને પક્ષે બોલાવે છે—તેઓ તેને કહે છે કે તું પણ માલિક છો, મિલકતદાર માણસ છો, એકેય દમડી વગરના કામદારો જોડે તારે કશો સંબંધ નથી. પરંતુ કામદારો તેને કહે છે કે અમીરો તને છેતરશે અને લૂંટી લેશે, તમામ અમીરોની સામે અમારી લડતમાં અમને મદદ કરવા સિવાય તારે માટે બીજો કશો છુટકારો નથી. મધ્યમ કિસાનનો ટેકો મેળવવાનો આવો સંઘર્ષ દરેક ઠેકાણે, સઘળા દેશોમાં, જ્યાં જ્યાં સામાજિક-લોકશાહીવાદી કામદારો તમામ કામગાર જનતાની મુક્તિ માટે લડી રહ્યા છે ત્યાં બધે ચાલી રહ્યો છે. રશિયામાં સંઘર્ષ હજુ શરૂ જ થઈ રહ્યો છે. એટલે આપણે બાબતનો ખૂબ કાળજીથી અભ્યાસ કરવો જોઈએ, અને મધ્યમ કિસાનનો ટેકો હાંસલ કરવા માટે અમીરો તરફથી અજમાવવામાં આવતાં છળકપટને સાફ સમજી લેવાં

જોઈએ. એ છળકપટને ઉઘાડાં પાડવાનું અને મધ્યમ કિસાનને તેના ખરા દોસ્તો શોધી કાઢવામાં મદદ કરવાનું આપણે શીખી લેવું જોઈએ. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદારો તત્કાળ ખરો માર્ગ અપનાવી લે તો આપણે આપણા સાથીઓ કરતાં, જર્મન કામદારો કરતાં, વધારે ઝડપથી દેહાતી કામદારો અને શહેરી કામદારો વચ્ચે મક્કમ એકસંપી જમાવી લઈશું, અને કામગાર જનતાના તમામ દુશ્મનોની ઉપર ઝડપથી વિજય હાંસલ કરી લઈશું.

## ૪. મધ્યમ કિસાને કયો માર્ગ લેવો જોઈએ? તેણે મિલકતદારો અને અમીરોનો પક્ષ લેવો જોઈએ કે કામદારો અને ગરીબોનો

તમામ મિલકતદારો, સમગ્ર બુઝ્ર્વાઝી, મધ્યમ કિસાનને તેના ખેતરની સુધારણાના ભાતભાતના ઉપાયો (સસ્તાં હળો, ખેતીવાડી સંબંધી બેંકો, ઘાસનું વાવેતર, સસ્તાં ઢોર અને ખાતર, વગેરે) અંગે વચનો આપીને તેમ જ ખેતીવાડીની રીતોની સુધારણાના ઉદ્દેશે જુદા જુદા પ્રકારના ખેડૂતોની એકતા રચતાં તરેહવાર ખેતીવાડી મંડળોમાં (એવાં મંડળોને પુસ્તકોમાં સહકારી સંસ્થાઓ કહેવામાં આવે છે) જોડાવા કિસાનને લલચાવીને, મધ્યમ કિસાનને પોતાને પક્ષે કરી લેવાની કોશિશ કરે છે. એ રીતે બુઝ્ર્વાઝી મધ્યમ કિસાનને અને નાના કિસાનને પણ, અર્ધ-પ્રોલિટેરિયનને પણ, કામદારો જોડે એકતા સાધતાં અટકાવવાની કોશિશ કરે છે, અને તેમને કામદારો સામેના, પ્રોલિટેરિયટ સામેના, સંઘર્ષમાં અમીરોનો, બુઝ્ર્વાઝીનો, પક્ષ લેવા લલચાવવાની કોશિશ કરે છે.

તેના જવાબમાં સામાજિક-લોકશાહીવાદી કામદારો કહે છે—ખેતીવાડીની સુધારણા તો સરસ વાત છે. સસ્તાં હળો ખરીદવામાં કશું નુકસાન નથી, આજકાલ તો વેપારી પણ જો બેવકૂફ ન હોય તો ગ્રાહકોને આકર્ષવા માટે વધારે સસ્તું વેચાણ કરવાની કોશિશ કરે છે. પરંતુ ગરીબ અથવા મધ્યમ કિસાનને જ્યારે એમ કહેવામાં અવે છે કે ખેતીવાડીની સુધારણા તથા સસ્તાં હળોથી તેમને, અમીરોને હાથ અડાડયા વગર જ, ગરીબીથી છુટકારો મેળવવામાં તથા પોતાના પગ પર ખડા રહેવામાં મદદ મળશે, ત્યારે એ **છેતરપિંડી** છે. આ બધી સુધારણાઓ, સસ્તી કિંમતો, અને સહકારી સંસ્થાઓ (માલના વેચાણ અને ખરીદી માટેનાં મંડળો) બીજા કોઈ કરતાં **અમીરોને ઘણો વધારે ફાયદો પહોંચાડે** છે. અમીરો વધારે તાકાતવાન બને છે અને ગરીબ તથા મધ્યમ કિસાનોની ઉપર વધારે ને વધારે જુલમ વરસાવે છે. જ્યાં સુધી અમીરોની અમીરી કાયમ રહેશે, જ્યાં સુધી મોટા ભાગની જમીન, ઢોરઢાંખર, ઓજારો,

તથા નાણાં ઉપર તેમની માલિકી રહેશે, જ્યાં સુધી એ બધું કાયમ રહેશે ત્યાં સુધી એકલા ગરીબ કિસાનો જ નહિ પરંતુ મધ્યમ કિસાનો પણ કંગાલિયતથી છુટકારો **કદી નહિ** મેળવી શકે. એક કે બે મધ્યમ કિસાનો આ બધી સુધારણાઓ અને સહકારી સંસ્થાઓની મદદ વડે કદાચ ઉન્નતિ સાધીને અમીરોની હરોળમાં પહોંચી જાય ખરા, પરંતુ સમગ્ર જનતા અને તમામ મધ્યમ કિસાનો તો ગરીબીમાં વધારે ને વધારે ઊંડા ગરકાવ થઈ જશે. **તમામ** મધ્યમ કિસાનો સમૃદ્ધ બને તેને માટે ખુદ અમીરોને જ હાંકી કાઢવા જોઈએ, અને શહેરી કામદારો તથા દેહાતી ગરીબોની એકતા સાધવામાં આવે તો જ અમીરોને હાંકી કાઢી શકાય.

બુઝ્‌ર્વાઝી મધ્યમ કિસાનને (અને નાના કિસાનને પણ) કહે છે કે અમે તમને જમીન સસ્તી કિંમતે વેચીશું અને હળો સસ્તી કિંમતે વેચીશું, પરંતુ બદલામાં ખુદ તમારે અમને વેચાઈ જવું પડશે અને અમીરોની સામે લડવાનું છોડી દેવું પડશે.

સામાજિક-લોકશાહીવાદી કામદાર કહે છે કે જો તમને ચીજો ખરેખર સસ્તી કિંમતે આપવામાં આવતી હોય અને તમારી પાસે નાણાં હોય તો ન ખરીદવાનું કશું કારણ નથી—એવી ખરીદી તો સંગીન વેપાર ગણાય. પરંતુ ખુદ પોતાને કદી ન વેચશો. શહેરી કામદારો જોડે એકસંપીમાં સમગ્ર બુઝ્‌ર્વાઝી સામેની લડત તજી દેશો તો કાયમને માટે ગરીબી અને કંગાલિયતમાં સબડતા રહેશો. ચીજો સસ્તી બનશે તો અમીરોને હજી વધારે લાભ થશે અને તેઓ વધારે અમીર બનશે. પરંતુ જેમની પાસે વધારાનું નાણું કદી હોતું જ નથી તેઓ જ્યાં સુધી અમીરો પાસેથી એ નાણું લઈ ન લે ત્યાં સુધી તેમને સસ્તી કિંમતોથી કશો લાભ નહિ થાય.

એક દાખલો લઈએ. બુઝ્‌ર્વાઝીને ટેકો આપનારાઓ તરેહવાર સહકારી સંસ્થાઓ (સસ્તી ખરીદી અને નફાકારક વેચાણ માટેનાં મંડળો) વિશે ખૂબ ડંકા વગાડે છે. એવા માણસો પણ છે કે જે પોતાને 'સમાજવાદી-ક્રાંતિકારીઓ'[4] તરીકે ઓળખાવે છે અને બુઝ્‌ર્વાઝીને પગલે પગલે ઘાંટા પણ પાડે છે કે કિસાનને સૌથી વધારે જરૂર સહકારી સંસ્થાઓની છે. રશિયામાં પણ ભાતભાતની સહકારી સંસ્થાઓ ફૂટી નીકળવા લાગી છે, જોકે અહીંયાં હજી બહુ ઓછી છે અને આપણને રાજકીય આઝાદી હાંસલ નહિ થાય ત્યાં સુધી બહુ ઓછી જ રહેશે. પરંતુ જર્મનીમાં કિસાનો તરેહવાર ઘણી સહકારી સંસ્થાઓ ધરાવે છે. આપણે જોઈએ કે એ સહકારી સંસ્થાઓથી વધારેમાં વધારે લાભ કોને થાય છે. આખા

તથા નાણાં ઉપર તેમની માલિકી રહેશે, જયાં સુધી એ બધું કાયમ રહેશે ત્યાં સુધી એકલા ગરીબ કિસાનો જ નહિ પરંતુ મધ્યમ કિસાનો પણ કંગાલિયતથી છુટકારો **કદી નહિ** મેળવી શકે. એક કે બે મધ્યમ કિસાનો આ બધી સુધારણાઓ અને સહકારી સંસ્થાઓની મદદ વડે કદાચ ઉન્નતિ સાધીને અમીરોની હરોળમાં પહોંચી જાય ખરા, પરંતુ સમગ્ર જનતા અને તમામ મધ્યમ કિસાનો તો ગરીબીમાં વધારે ને વધારે ઊંડા ગરકાવ થઈ જશે. **તમામ** મધ્યમ કિસાનો સમૃદ્ધ બને તેને માટે ખુદ અમીરોને જ હાંકી કાઢવા જોઈએ, અને શહેરી કામદારો તથા દેહાતી ગરીબોની એકતા સાધવામાં આવે તો જ અમીરોને હાંકી કાઢી શકાય.

બુઝ્ર્વાઝી મધ્યમ કિસાનને (અને નાના કિસાનને પણ) કહે છે કે અમે તમને જમીન સસ્તી કિંમતે વેચીશું અને હળો સસ્તી કિંમતે વેચીશું, પરંતુ બદલામાં ખુદ તમારે અમને વેચાઈ જવું પડશે અને અમીરોની સામે લડવાનું છોડી દેવું પડશે.

સામાજિક-લોકશાહીવાદી કામદાર કહે છે કે જો તમને ચીજો ખરેખર સસ્તી કિંમતે આપવામાં આવતી હોય અને તમારી પાસે નાણાં હોય તો ન ખરીદવાનું કશું કારણ નથી—એવી ખરીદી તો સંગીન વેપાર ગણાય. પરંતુ ખુદ પોતાને કદી ન વેચશો. શહેરી કામદારો જોડે એકસંપીમાં સમગ્ર બુઝ્ર્વાઝી સામેની લડત તજી દેશો તો કાયમને માટે ગરીબી અને કંગાલિયતમાં સબડતા રહેશો. ચીજો સસ્તી બનશે તો અમીરોને હજી વધારે લાભ થશે અને તેઓ વધારે અમીર બનશે. પરંતુ જેમની પાસે વધારાનું નાણું કદી હોતું જ નથી તેઓ જયાં સુધી અમીરો પાસેથી એ નાણું લઈ ન લે ત્યાં સુધી તેમને સસ્તી કિંમતોથી કશો લાભ નહિ થાય.

એક દાખલો લઈએ. બુઝ્ર્વાઝીને ટેકો આપનારાઓ તરેહવાર સહકારી સંસ્થાઓ (સસ્તી ખરીદી અને નફાકારક વેચાણ માટેનાં મંડળો) વિશે ખૂબ ડંકા વગાડે છે. એવા માણસો પણ છે કે જે પોતાને 'સમાજવાદી-ક્રાંતિકારીઓ'[4] તરીકે ઓળખાવે છે અને બુઝ્ર્વાઝીને પગલે પગલે ઘાંટા પણ પાડે છે કે કિસાનને સૌથી વધારે જરૂર સહકારી સંસ્થાઓની છે. રશિયામાં પણ ભાતભાતની સહકારી સંસ્થાઓ ફૂટી નીકળવા લાગી છે, જોકે અહીંયાં હજી બહુ ઓછી છે અને આપણને રાજકીય આઝાદી હાંસલ નહિ થાય ત્યાં સુધી બહુ ઓછી જ રહેશે. પરંતુ જર્મનીમાં કિસાનો તરેહવાર ઘણી સહકારી સંસ્થાઓ ધરાવે છે. આપણે જોઈએ કે એ સહકારી સંસ્થાઓથી વધારેમાં વધારે લાભ કોને થાય છે. આખા

જર્મનીમાં એક લાખ ચાળીસ હજાર ખેડૂતો દૂધ તથા દૂધની ચીજોના વેચાણની સંસ્થાઓના સભ્યો છે, અને એ એક લાખ ચાળીસ હજાર ખેડૂતો (સરળતાને ખાતર અમે ફરી પૂરા આંકડા લીધા છે) અગિયાર લાખ ગાયોના માલિકો છે. એવો હિસાબ લગાવવામાં આવ્યો છે કે જર્મનીમાં **ચાળીસ લાખ** ગરીબ કિસાનો છે. તેમાંથી માત્ર ચાલીસ હજાર સહકારી સંસ્થાઓના સભ્યો છે, એટલે દર એકસો ગરીબ કિસાનોમાં **માત્ર એકને** સહકારી સંસ્થાઓના લાભ મળે છે. એ ચાળીસ હજાર ગરીબ કિસાનો પાસે બધી મળીને માત્ર એક લાખ ગાયો છે. વધુમાં, મધ્યમ ખેડૂતોની સંખ્યા, મધ્યમ કિસાનોની સંખ્યા, **દસ લાખ** છે. તેમાંથી પચાસ હજાર (એટલે દર એકસોમાંથી પાંચ) સહકારી સંસ્થાઓના સભ્યો છે, અને તેમની માલિકીની ગાયોની કુલ સંખ્યા બે લાખ છે. છેલ્લે, ધનવાન ખેડૂતોની (એટલે જમીનદારો તેમ જ અમીર ખેતીકારોની) સંખ્યા **ત્રણ લાખ તેત્રીસ** હજાર છે. તેમાંથી પચાસ હજાર (એટલે દર એકસોમાંથી **સત્તર!**) સહકારી સંસ્થાઓના સભ્યો છે અને તેમની માલિકીની ગાયોની સંખ્યા આઠ લાખ છે.

સહકારી સંસ્થાઓથી સૌપ્રથમ લાભ તેમને થાય છે. સસ્તી ખરીદી અને નફાકારક વેચાણ માટેની એવી સંસ્થાઓ મારફત મધ્યમ કિસાનને બચાવવાની વાતો ઘાંટા પાડીને કરનારા માણસો કિસાનને એવી રીતે છેતરે છે. ગરીબ તેમ જ મધ્યમ કિસાનને પોતાની સાથે જોડાઈ જવાની હાકલ કરનારા સામાજિક-લોકશાહીવાદીઓ પાપેથી બુઝ્ર્વાઝી કિસાનને ખરેખર બહુ ઓછી કિંમતે "ખરીદી લેવા" માગે છે.

આપણા દેશમાં પણ સહકારી પનીરડેરીઓ તથા સંયોજિત ડેરીઓની સ્થાપના શરૂ થઈ ગઈ છે. આપણા દેશમાં પણ પુષ્કળ માણસો ઘાંટા પાડે છે કે કિસાનને તો મહાજનની, મિરની, સહકારી સંસ્થાઓની જરૂર છે. આપણે જોઈએ કે એ મહાજનો, સહકારી સંસ્થાઓ, તથા મિરના પટ્ટાઓથી કોને લાભ થાય છે. આપણા દેશમાં દર એકસો પરિવારોમાંથી ઓછામાં ઓછા વીસની પાસે ગાય છે જ નહિ. ત્રીસની પાસે ફક્ત એકેક ગાય છે અને તેઓ દૂધનું વેચાણ કારમી જરૂરિયાતને કારણે જ કરે છે, તેમનાં પોતાનાં બાળકો દૂધ વગર રહે છે, ભૂખમરો વેઠે છે, અને માખીઓની જેમ મરી જાય છે. પરંતુ ધનવાન ખેડૂતો પાસે દરેકની ત્રણ, ચાર, કે એથીયે વધારે ગાયો હોય છે, અને તમામ કિસાનોની મળીને બધી ગાયોમાંથી અરધા ભાગની ગાયો એ ધનવાન ખેડૂતોની માલિકીની છે. તો પછી સહકારી પનીરડેરીઓથી કોને લાભ થાય છે? સાફ છે કે સૌથી

પહેલો લાભ જમીનદારોને અને ખેડૂત બુઝ્ર્વાઝીને થાય છે. સ્પષ્ટ રૂપે **તેમનો લાભ** એવા સંજોગમાં છે કે મધ્યમ કિસાનો તથા ગરીબો તેમને પગલે પગલે ચાલે અને માની લે કે કંગાલિયતથી છુટકારો મેળવવાનો ઉપાય સમગ્ર બુઝ્ર્વાઝીની સામે તમામ કામદારોના સંઘર્ષનો નથી, પણ વર્તમાન સ્થિતિમાંથી ઉન્નતિ સાધીને અમીરોની હરોળોમાં પહોંચી જવાની નાના કિસાનોની વ્યક્તિગત જહેમતોનો છે.

નાના કિસાનના સમર્થકો તથા મિત્રો હોવાનો ઢોંગ કરનારા તમામ બુઝ્ર્વાઝીના સમર્થકો એવી જહેમતોને દરેક રીતે પોષણ અને પ્રોત્સાહન આપે છે. પરંતુ ઘણા ભોળા લોકો ઘેટાની ખાલમાં છુપાયેલા વરુને ઓળખી શકતા નથી અને એ બુઝ્ર્વા છેતરપિંડીનું એમ માનીને પુનરાવર્તન કરે છે કે પોતે ગરીબ તથા મધ્યમ કિસાનોને મદદ કરી રહ્યા છે. દાખલા તરીકે તેઓ પુસ્તકોમાં તથા પ્રવચનોમાં દલીલો કરે છે કે નાના પાયાની ખેતી જ ખેતીનું સૌથી વધારે નફાકારક, સૌથી વધારે ફાયદાકારક, રૂપ છે, નાના પાયાની ખેતી વિકાસ પામી રહી છે, અને એ જ કારણે ખેતીવાડીમાં દરેક ઠેકાણે ઘણાબધા નાના ઉત્પાદકો છે તથા એ જ કારણે તેઓ પોતાની જમીનને વળગી રહે છે (એ કારણે નહિ કે તમામ સરસ જમીન અને તમામ નાણું પણ બુઝ્ર્વાઝીના હાથમાં છે, અને ગરીબોને તો જમીનના નાનકડા ટુકડાઓમાં ખીચોખીચ ભરાઈને આખી જિંદગી વૈતરું કરવું પડે છે!). મધઝરતી જીભે એ લોકો કહે છે કે નાના કિસાનને ઝાઝા પૈસાની જરૂર નથી, નાના તથા મધ્યમ કિસાનો મોટા ખેડૂતો કરતાં વધારે કરકસરિયા તથા ઉદ્યમી છે અને સાદી જિંદગી જીવી જાણે છે. તેઓ પોતાનાં ઢોરઢાંખર માટે ખડ ખરીદવાને બદલે ઢોરને ખરસલું ખવડાવી ને સંતોષ માની લે છે. મોંઘું મશીન ખરીદવાને બદલે તેઓ પરોઢિયે વહેલા ઊઠી જાય છે અને વધારે વખત મહેનત કરીને મશીન જેટલું કામ કરી નાખે છે. કિસાન મરામત માટે અજાણ્યા માણસોને પૈસા ચૂકવવાને બદલે પોતે જ રવિવારે કુહાડી લઈને થોડુંક સુથારકામ કરી નાખે છે, અને મોટો ખેડૂત મરામત કરાવે તેના કરતાં એવી રીતની મરામત ઘણી સસ્તી પડે છે. મોંઘા ઘોડા કે બળદને ખાણ ખવડાવવાને બદલે તે ગાયને જ હળે જોડીને ખેતર ખેડી નાખે છે. જર્મનીમાં તમામ ગરીબ કિસાનો હળ ખેંચવા ગાયને જ જોડે છે, અને આપણા દેશમાં પણ લોકો એટલા બધા કંગાલ બની ગયા છે કે તેઓ હળે કેવળ ગાયોને જ નહિ પરંતુ માણસોને પણ જોડવા લાગ્યા છે! આ બધું કેટલું ફાયદાકારક, કેટલું સસ્તું છે! કેટલી વખાણલાયક વાત છે કે મધ્યમ અને નાના કિસાનો આટલા

ઉદ્યમી છે, આટલા ખંતીલા છે, આટલી સાદી જિંદગી જીવે છે, નકામી બાબતોમાં વખત બરબાદ નથી કરતા, સમાજવાદની પંચાતમાં નથી પડતા પણ માત્ર પોતાનાં ખેતરોની ફિકર કરે છે, બુઝ્ર્વાઝીની સામે હડતાલોનું સંગઠન કરતા કામદારોની તરફ જવાની કોશિશ નથી કરતા પણ અમીરોની તરફ જઈને આદરપાત્ર લોકોની હરોળોમાં જોડાવાની કોશિશ કરે છે! સૌ એટલા ઉદ્યમી અને ખંતીલા હોત, કરકસરની જિંદગી ગુજારતા હોત, દારૂ ન પીતા હોત, પૈસા બચાવતા હોત, કપડાંલત્તાં સારુ ઓછા પૈસા ખર્ચતા હોત, અને આછાં બાળકો ધરાવતા હોત — તો સૌ સુખી હોત અને ગરીબી તથા કંગાલિયત હોત જ નહિ!

બુઝ્ર્વાઝી મધ્યમ કિસાનોને એવાં મધુરાં ગીતો ગાઈ સંભળાવે છે, અને ભોળા માણસો એ ગીતોને ખરાં માની લઈને દોહરાવે છે!* હકીકતમાં એ બધા મધઝરતા શબ્દો કિસાન જોડે છળકપટ અને તેની ઠેકડી સિવાય બીજું કશું નથી હોતા. મીઠા બોલ બોલતા એ લોકો જેને સસ્તી અને નફાકારક ખેતી ગણાવે છે તે કંગાલિયત હોય છે, કારમી તંગીની હાલત હોય છે. એવી દશા મધ્યમ અને નાના કિસાનને સવારથી સાંજ સુધી મહેનત કરવાની ફરજ પાડે છે, અને રોટીનો એક ટુકડો ખાતી વેળા કે એક પૈસાનું ખર્ચ કરતી વેળા તેમનાં મનમાં ખટકો પેદા કરે છે. બેશક, એક જ પાટલૂન ત્રણ વરસ સુધી ચલાવી લેવા કરતાં, ઉનાળામાં ઉઘાડે પગે ચાલવા કરતાં, લાકડાના ભાંગેલા હળની મરામત દોરી બાંધીને કરી લેવા કરતાં, અને પોતાની ગાયને છાજનું સડેલું ખડ ખવડાવવા કરતાં "વધારે સસ્તું" અને "વધારે નફાકારક" બીજું શું હોઈ શકે! કોઈ બુઝ્ર્વા અથવા ધનવાન ખેડૂતને એવા "સસ્તા" અને "નફાકારક" ખેતરમાં રાખી દો તો એવી બધી મધઝરતી વાણી એ તરત જ ભૂલી જશે!

---

*કિસાનોનું ભલું ઇચ્છતા પણ અવારનવાર એવી મધઝરતી વાતો ચાલુ કરી દેતા ભોળા માણસો રશિયામાં "નરોદનીકો"[5] અથવા "નાના પાયાની ખેતીના હિમાયતીઓ" તરીકે ઓળખાય છે. "સમાજવાદી-ક્રાંતિકારીઓ" સમજણના અભાવે તેમને પગલે પગલે ચાલે છે. જર્મનીમાં પણ મધઝરતી જીભવાળા ઘણા લોકો છે. તેમાંના એક એડવર્ડ ડેવિડે તાજેતરમાં એક મોટું પુસ્તક લખ્યું છે, અને તેમાં જણાવ્યું છે કે મોટાં ખેતરોની સરખામણીમાં નાનાં ખેતરો અનહદ પ્રમાણમાં વધારે નફાકારક હોય છે કારણ કે નાનો કિસાન બિનજરૂરી ખર્ચ નથી કરતો, અને હળે જોડવા ઘોડા રાખવાને બદલે ગાયથી કામ ચલાવી લે છે. વળી ગાયનું દૂધ પણ તેને મળે છે.

નાના પાયાની ખેતીનાં ગુણગાન ગાનારા માણસોનો ઈરાદો ક્યારેક કિસાનને મદદ કરવાનો હોય છે, પરંતુ હકીકતમાં તેઓ તેને ફક્ત નુકસાન જ કરે છે. **લૉટરીથી** લોકો જેવી રીતે છેતરાઈ જતા હોય છે એવી જ રીતે એવા માણસો પોતાના મધઝરતા શબ્દો વડે કિસાનને છેતરે છે. હું તમને સમજાવું કે લૉટરી કેવી હોય છે. ધારો કે મારી પાસે પચાસ રૂબલની કિંમતની એક ગાય છે. ગાયને લૉટરીની રીતે વેચવાનો ઈરાદો કરીને હું એક એક રૂબલની ટિકિટો સૌને વેચવા કાઢું છું. એક રૂબલમાં ગાય ખરીદી લેવાની તક દરેકને મળે છે! લોકો લલચાઈ જાય છે અને રૂબલ ઝપાટાબંધ આવવા લાગે છે. મારી પાસે એકસો રૂબલ ભેગા થઈ જાય એટલે હું લૉટરીનો નંબર કાઢું છું. જેની ટિકિટનો નંબર નીકળે તેને એક રૂબલમાં ગાય મળી જાય છે, બાકીના માણસોને કંઈ નથી મળતું. ગાયને આપણે લોકો માટે "સસ્તી" ગણી શકીએ ખરા? ના, એ તો બહુ મોંઘી ગણાય, કારણ કે કુલ ચૂકવવામાં આવેલા પૈસા ગાયની કિંમત કરતાં બમણા હતા, કારણ કે બે માણસોને (લૉટરી કાઢનારો અને ગાય જીતનારો) મુદ્દલ કામ કર્યા વગર ફાયદો થયો, અને એક એક રૂબલ ગુમાવી દેનારા નવાણું માણસોના ભોગે ફાયદો થયો. એટલે, લૉટરી લોકો માટે ફાયદાકારક છે એમ કહેનારા માણસો તો લોકો જોડે નરી છેતરપિંડી જ કરે છે. તરેહવાર સહકારી સંસ્થાઓ (સસ્તી ખરીદી અને નફાકારક વેચાણનાં મંડળો), બહેતર ખેતી, બેંકો, અને એવી બધી બાબતો મારફત કિસાનોને ગરીબી તથા કંગાલિયતથી છુટકારો અપાવવાનાં વચનો આપતા માણસો બરાબર એવી જ રીતે કિસાનોને છેતરે છે. જેમ લૉટરીમાં જીતનારો એક જ હોય છે અને બાકીના બધા ગુમાવનારા હોય છે, એવી જ રીતે આ બધી બાબતોમાં પણ એમ જ બને છે. એક મધ્યમ કિસાન ધનવાન બની જાય છે પણ તેના નવાણું કિસાનબંધુઓ આખી જિંદગી તનતોડ મહેનત કરે છે, કંગાલિયતથી કદી છુટકારો નથી પામતા, અને ગરીબીમાં વધારે ઊંડા ગરકાવ થઈ જાય છે. દરેક દેહાતી પોતાના સમાજનું અને આખા જિલ્લાનું જરાક વધારે બારીક નિરીક્ષણ કરી લે—ધનવાન બની જનારા અને કંગાલિયતને ભૂલી જનારા મધ્યમ કિસાનો ઝાઝા છે ખરા? અને કંગાલિયતથી કદી છુટકારો ન મેળવી શકે એવા કિસાનો કેટલા છે? કેટલા પાયમાલ થઈ ગયા છે અને પોતાનાં ગામો છોડીને જઈ રહ્યા છે? આપણે જોયું છે તે મુજબ હિસાબ લગાવવામાં આવ્યો છે કે આખા રશિયામાં મધ્યમ કિસાન પરિવારો વીસ લાખથી વધારે નથી. ધારો કે સસ્તી ખરીદી અને નફાકારક વેચાણનાં તરેહવાર મંડળોની સંખ્યા આજે છે એથી દસ ગણી હોય.

તેનું પરિણામ કેવું આવે? એક લાખ કિસાનો ઉન્નતિ સાધીને ધનવાન ખેડૂતોની કક્ષાએ પહોંચી જાય તો એ સંખ્યા ઘણી મોટી કહેવાય. તેનો અર્થ શો થાય? એવો જ કે દર એકસો મધ્યમ કિસાનોમાંથી પાંચ ધનવાન બની જાય. પણ બાકીના પંચાણુંનું શું? તેમની હાલત કાયમ જેવી જ રહે, અને કેટલાકની મુશ્કેલીઓ તો એથી પણ વધી જાય! અને ગરીબો વધારે ગરીબ બને!

બુઝ્ર્વાઝીની મંછા તો બેશક એવી જ છે કે વધારેમાં વધારે સંખ્યામાં મધ્યમ અને નાના કિસાનો ધનવાન બનવાની કોશિશ કરે, બુઝ્ર્વાઝીની સામે લડયા વગર ગરીબીથી છુટકારો પામવાની શક્યતામાં **શ્રદ્ધા રાખે**, અને દેહાતી તથા શહેરી કામદારો જોડે એકતા સાધવાની બાબત ઉપર નહિ પણ પોતાની ખંત અને કરકસર ઉપર તથા ધનવાન બની જવાની શક્યતા ઉપર **આશાના** મિનારા બાંધે. કિસાનના મનમાં એવી ઠગારી શ્રદ્ધા અને આશા પોષવા માટે બુઝ્ર્વાઝી બનતું બધું કરે છે અને મધઝરતા શબ્દો વડે તેને શિથિલ બનાવી દેવાની કોશિશ કરે છે.

મીઠા બોલ બોલનારા એવા માણસોનાં છળકપટને ઉઘાડાં પાડવા માટે તેમને ત્રણ સવાલો પૂછવાનું પૂરતું છે.

પહેલો સવાલ — રશિયામાં ચોવીસ કરોડ દેસ્યાતિન ખેડાઉ જમીનમાંથી દસ કરોડ દેસ્યાતિન જમીન ખાનગી જમીનદારોની માલિકીની છે એવી હાલતમાં, સોળ હજાર ખૂબ મોટા જમીનદારોના હાથમાં સાડા છ કરોડ દેસ્યાતિન જમીન છે એવી હાલતમાં, કામગાર ઈન્સાનો કંગાલિયત અને ગરીબીથી છુટકારો પામી શકે ખરા?

બીજો સવાલ — તમામ કિસાનોની ખેડની કુલ જમીનમાંથી અરધી જમીન, કિસાનોની માલિકીના કુલ ઘોડા અને પશુધનમાંથી અરધો હિસ્સો, અને કિસાનોની કુલ માલમતા તથા બચતમાંથી અરધા કરતાં ઘણી વધારે, ધનવાન ખેડૂતોના પંદર લાખ (કુલ એક કરોડમાંથી) પરિવારોના કબજામાં છે એવી હાલતમાં, કામગાર ઈન્સાનો કંગાલિયત અને ગરીબીથી છુટકારો પામી શકે ખરા? આ ખેડૂત બુઝ્ર્વાઝી વધારે ને વધારે દોલતમંદ બને છે, ગરીબ તથા મધ્યમ કિસાનોની ઉપર જુલમ કરે છે, અને બીજાની મહેનતમાંથી, સાથીઓ તથા દહાડિયાઓની મહેનતમાંથી, પૈસા કમાય છે એવી હાલતમાં, કામગાર ઈન્સાનો કંગાલિયત અને ગરીબીથી છુટકારો પામી શકે ખરા? પાંસઠ લાખ પરિવારો ગરીબ કિસાનોનાં છે, બેહાલ છે, હંમેશાં ભૂખમરામાં સબડે છે, અને મળે એવી મજૂરી કરીને રોટીનો કંગાળ ટુકડો રળી લેવાની જિંદગી ગુજારે છે

એવી હાલતમાં, કામગાર ઈન્સાનો કંગાલિયત અને ગરીબીથી છુટકારો પામી શકે ખરા?

ત્રીજો સવાલ — નાણું મુખ્ય તાકાત બની ગયું છે, દરેક વસ્તુ નાણા વડે ખરીદી શકાય છે, કારખાનાં તથા જમીન અને નરનારીઓને પણ મજૂરો તથા રોજી — ગુલામો તરીકે કામ કરાવવા સારુ ખરીદી શકાય છે, એવી હાલતમાં કામગાર ઈન્સાનો ગરીબી અને કંગાલિયતથી છુટકારો પામી શકે ખરા? નાણા વગર કોઈ જીવી કે ખેતર ચલાવી શકતું નથી અને નાના ખેડૂતને, ગરીબ કિસાનને, નાણા ખાતર મોટા ખેડૂતની સામે સંઘર્ષ લડવો પડે છે એવી હાલતમાં, થોડાક હજાર જમીનદારો તથા વેપારીઓ અને કારખાનદારો તથા બેંકરોએ કરોડો રૂબલ પોતાને હસ્તક કરી લીધા છે અને વધુમાં તેઓ અબજો રૂબલની થાપણો ધરાવતી તમામ બેંકો ઉપર કાબૂ ધરાવે છે એવી હાલતમાં, કામગાર ઈન્સાનો ગરીબી તથા કંગાલિયતથી છુટકારો મેળવી શકે ખરા?

નાના પાયાની ખેતી અથવા સહકારી સંસ્થાઓના ફાયદા સંબંધી ગમે એવી મધઝરતી વાણી વડે આ સવાલોને ટાળવાનું શક્ય નથી. આ સવાલોનો જવાબ એક જ છે — કામગાર ઈન્સાનોને બચાવી શકે એવો ખરો 'સહકાર' તો સમગ્ર બુઝ્ર્વાઝીની સામે લડવા માટે શહેરોના સામાજિક-લોકશાહીવાદી કામદારોની જોડે દેહાતી ગરીબોની **એકસંપી** જ છે. એ એકસંપી જેટલી ઝડપથી વૃદ્ધિ પામશે અને મજબૂત બનશે એટલી ઝડપથી મધ્યમ કિસાનને સમજાણ પડશે કે બુઝ્ર્વાઝીનાં વચનો બધાં જૂઠાણાં છે, અને એટલી ઝડપથી મધ્યમ કિસાન આપણે પક્ષે આવી જશે.

બુઝ્ર્વાઝી આ વાત જાણે છે અને એટલે તેઓ સામાજિક-લોકશાહીવાદીઓ વિશે તરેહવાર જૂઠાણાં ફેલાવે છે. તેઓ કહે છે કે સામાજિક-લોકશાહીવાદીઓ મધ્યમ અને નાના કિસાનોની મિલકત છીનવી લેવા માગે છે. **આ વાત જૂઠાણું** છે. સામાજિક-લોકશાહીવાદીઓ તો કેવળ મોટા ખેડૂતોની જ, **બીજાની મહેનતના આધારે જીવનારાઓની જ**, મિલકત છીનવી લેવા માગે છે. **મજૂરોને કામે ન રાખનારા નાના અને મધ્યમ ખેડૂતોની મિલકત** સામાજિક-લોકશાહીવાદીઓ **કદી નહિ છીનવી લે**. સામાજિક-લોકશાહીવાદીઓ તમામ કામગાર ઈન્સાનોનાં હિતોનું રક્ષણ અને સમર્થન કરે છે, બીજા કરતાં વધારે વર્ગજાગ્રત અને વધારે એકતાબદ્ધ શહેરી કામદારોનાં હિતોનું જ નહિ પરંતુ એવા નાના કારીગરો તથા કિસાનોનાં હિતોનું પણ રક્ષણ તથા સમર્થન કરે છે કે જે મજૂરો પાસે કામ ન કરાવતા હોય, અમીરો તરફ કદમ ન માંડતા હોય, અને બુઝ્ર્વાઝીના પક્ષે ન ચાલ્યા જાય. આપણે હજુ બુઝ્ર્વાઝીની સત્તા ખતમ નથી કરી નાખી ત્યારે

**કામદારો અને કિસાનોની હાલતમાં** તત્કાળ દાખલ થઈ શકે એવી તથા બુઝ્‌ર્વાઝી સામેના સંઘર્ષમાં તેમને મદદ કરે એવી **તમામ સુધારણાઓ માટે સામાજિક-લોકશાહીવાદીઓ** લડે છે. પરંતુ સામાજિક-લોકશાહીવાદીઓ કિસાનને છેતરતા નથી, તેઓ તેને **આખું સત્ય** કહી દે છે, તેઓ તેને પહેલેથી જ સાફ કહી દે છે કે સત્તા બુઝ્‌ર્વાઝીના હાથમાં છે ત્યાં સુધી કોઈ પણ જાતની સુધારણાઓ લોકોને કંગાલિયત અને ગરીબીથી છુટકારો નહિ અપાવે. સામાજિક-લોકશાહીવાદીઓ કેવા છે અને તેમની મુરાદ શી છે તે **સઘળા** લોકો જાણી શકે એટલા માટે સામાજિક-લોકશાહીવાદીઓએ **કાર્યક્રમ*** ઘડી કાઢ્યો છે. કાર્યક્રમ એટલે કોઈ **પાર્ટી જેને માટે જહેમત કરતી હોય અને લડતી હોય તે તમામ બાબતોનું** સંક્ષિપ્ત, સ્પષ્ટ, અને ચોકસાઈભર્યું નિવેદન. એકમાત્ર સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી જ સ્પષ્ટ અને ચોકસાઈભર્યો કાર્યક્રમ રજૂ કરે છે જેથી તમામ લોકો તેને જાણી તથા જોઈ શકે, અને પાર્ટીમાં માત્ર એવા લોકો જ સામેલ હોય કે જે બુઝ્‌ર્વાઝીની ધૂંસરીથી તમામ કામગાર ઈન્સાનોની મુક્તિ માટે ખરેખર લડવા માગતા હોય અને બરાબર સમજતા હોય કે એ લડત માટે કોણે એકતા સાધવી જોઈએ તથા લડત કેવી રીતે ચલાવવી જોઈએ. વધુમાં, સામાજિક-લોકશાહીવાદીઓ માને છે કે તેમણે પોતાના કાર્યક્રમમાં સીધી, નિષ્કપટ, તથા ચોકસાઈભરી રીતે **સમજાવવું** જોઈએ કે **કામગાર જનતાની ગરીબી તથા કંગાલિયતનાં કારણો શાં** છે અને કામદારોની એકતા વધારે વ્યાપક તથા વધારે મજબૂત કેમ બની રહી છે. જિંદગી મુશ્કેલ છે એવી જાહેરાત કરી દેવી અને વિપ્લવની હાકલ કરવી, એટલું પૂરતું નથી—એમ તો કોઈ પણ ભાષણખોર કરી શકે, પરંતુ એથી કશો ફાયદો ન થાય. કામગાર ઈન્સાનોએ સાફ સમજી લેવું જોઈએ કે તેઓ આવી ગરીબીમાં કેમ સબડે છે અને કંગાલિયતથી છુટકારો મેળવવાની લડત માટે **તેમણે કોની જોડે એકતા સાધવી** જોઈએ.

અમે જણાવી ચૂક્યા છીએ કે સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે, કામગાર જનતાની કંગાલિયત અને ગરીબીનાં કારણો અમે સમજાવ્યાં છે, અમે નિર્દેશ કર્યો છે કે દેહાતી ગરીબોએ કોની સામે લડવું જોઈએ અને એ લડત માટે કોની જોડે એકતા સાધવી જોઈએ.

હવે અમે સમજાવીશું કે **કેવી સુધારણાઓ**, કામદારોની જિંદગીમાં તથા કિસાનોની જિંદગીમાં સુધારણાઓ, આપણે લડત ચલાવીને **તત્કાળ** હાંસલ કરી શકીએ.

---

*જુઓ પરિશિષ્ટ—'**ઈસ્ક્રા** અખબારે **ઝાર્યા** સામયિકની જોડે મળીને રજૂ કરેલો રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો કાર્યક્રમ'

## ૫. સામાજિક-લોકશાહીવાદીઓ સમગ્ર જનતા માટે અને કામદારો માટે કેવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરે છે?

સામાજિક-લોકશાહીવાદીઓ તમામ લૂંટ, જુલમ, અને ગેરઈનસાફથી સમગ્ર જનતાની મુક્તિ માટે લડે છે. કામદાર વર્ગે આઝાદી હાંસલ કરવા માટે સૌપ્રથમ તો એકતા સાધવી જોઈએ. અને એકતા સાધવા માટે તેને એકતા સાધવાની આઝાદી હોવી જોઈએ, એકતા સાધવાનો અધિકાર હોવો જોઈએ, **રાજકીય આઝાદી** હોવી જોઈએ. અમે જણાવી ચૂક્યા છીએ કે આપખુદ સરકારનો અર્થ છે અમલદારો તથા પોલીસની એડી તળે જનતાની ગુલામી. એટલે, ગણતર દરબારીઓ અને થોડાક ધનિકો તથા દરબારમાં હાજર રહી શકતા મોટા મોભાદાર માણસો સિવાય સમગ્ર જનતાને રાજકીય આઝાદીની જરૂરત છે. પરંતુ સૌથી વધારે તો કામદારો અને કિસાનોને રાજકીય આઝાદીની જરૂરત છે. અમીરો તો અમલદારો તથા પોલીસને ખરીદી લઈને તેમની આપખુદી તથા જુલમથી છટકી જઈ શકે. અમીરો પોતાની ફરિયાદો સૌથી ઊંચાં સ્થાનોએ પહોંચાડી શકે. એટલે જ પોલીસ તથા અમલદારો ગરીબોની સરખામણીમાં અમીરોની જોડે ઘણી ઓછી છૂટછાટ લે છે. કામદારો તથા કિસાનોની પાસે પોલીસ તથા અમલદારોને ખરીદવાના પૈસા નથી હોતા, તેઓ કોઈને ફરિયાદ કરી શકે એમ નથી હોતા, અને અદાલતમાં દાવો કરવાની સ્થિતિમાં નથી હોતા. **ચૂંટાયેલી સરકાર** ન હોય ત્યાં સુધી, **પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ** ન હોય ત્યાં સુધી, કામદારો તથા કિસાનો પોલીસ તથા અમલદારોની દાદાગીરીની લૂંટ, જુલમ, તથા અપમાનોથી કદી છુટકારો નહિ પામી શકે. માત્ર એવી પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ જ લોકોને અમલદારોની ગુલામીથી છુટકારો અપાવી શકે. તમામ સમજદાર કિસાનોએ સામાજિક-લોકશાહીવાદીઓને ટેકો આપવો જોઈએ કારણ કે ઝારશાહી સરકાર પાસેથી

તેમની સૌપ્રથમ તથા સૌથી મુખ્ય માંગ **પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ ભરવાની** છે. પ્રતિનિધિઓની ચૂંટણીમાં સામાજિક દરજજાના કે સંપત્તિ અથવા ગરીબીના કશા ભેદભાવ વગર તમામ લોકોએ ભાગ લેવો જોઈએ. ચૂંટણીઓ મુક્ત રીતે, અમલદારોની દખલગીરી વગર, અને પોલીસ અફસરો કે ગ્રામવિસ્તારોના અધિકારીઓની દેખરેખ હેઠળ નહિ પરંતુ લોકોનો વિશ્વાસ ધરાવતા માણસોની દેખરેખ હેઠળ થવી જોઈએ. એવા સંજોગોમાં, સમગ્ર જનતાના પ્રતિનિધિઓ જનતાની તમામ જરૂરિયાતો વિશે ચર્ચાવિચારણા કરી શકશે અને રશિયામાં હાલત બહેતર બનાવી શકશે.

સામાજિક-લોકશાહીવાદીઓ માંગ ઉઠાવે છે કે કોઈ પણ માણસને અદાલતી કારવાઈ વગર જેલમાં ધકેલી દેવાની પોલીસની સત્તા છીનવી લેવામાં આવે. આપમરજીએ કોઈ પણ માણસને ગિરફતાર કરી લેનારા અમલદારોને સખત સજા થવી જોઈએ. અમલદારોએ આપમેળે હસ્તક કરી લીધેલા અખત્યારને ખતમ કરી નાખવા માટે તેમની પસંદગી જનતાએ કરવી જોઈએ, અને દરેક માણસને કોઈ પણ અમલદારની વિરુદ્ધ અદાલતમાં સીધી ફરિયાદ કરવાનો અધિકાર હોવો જોઈએ. પોલીસ અફસર વિશે ગ્રામવિસ્તારના અધિકારીને અથવા ગ્રામવિસ્તારના અધિકારી વિશે ગવર્નરને ફરિયાદ કરવાથી શો ફાયદો? ગ્રામવિસ્તારનો અધિકારી હંમેશાં બેશક પોલીસ અફસરનો જ બચાવ કરવાનો, અને ગવર્નર હંમેશાં ગ્રામવિસ્તારના અધિકારીનો જ બચાવ કરવાનો, પણ ફરિયાદી મુશ્કેલીમાં પડી જવાનો. તેને કદાચ જેલમાં ગોંધી દેવામાં આવે અથવા હદપાર કરીને સાઈબિરિયા મોકલી દેવામાં આવે. રશિયામાં (બીજા બધા દેશોની જેમ) તમામ લોકોને રાષ્ટ્રીય પરિષદ સમક્ષ તેમ જ ચૂંટાયેલી અદાલત સમક્ષ ફરિયાદ કરવાનો અને પોતાની જરૂરિયાતો વિશે મુક્ત રીતે બોલવાનો તથા અખબારોમાં લખવાનો અધિકાર મળે તો જ અમલદારોને અંકુશમાં રાખી શકાય.

રશિયન પ્રજા હજુ અમલદારોની સામંતી પરાધીનતામાં સબડે છે. અમલદારોની પરવાનગી વગર લોકો સભાઓ નથી ભરી શકતા અથવા પુસ્તકો અને અખબારો છપાવી નથી શકતા. એ શું સામંતી પરાધીનતા નથી? મુક્ત રીતે સભાઓ ન ભરવામાં આવે અથવા મુક્ત રીતે પુસ્તકો છાપવામાં ન આવે તો અમલદારોની વિરુદ્ધ, અથવા અમીરોની વિરુદ્ધ, કોઈ માણસ ઇનસાફ કેવી રીતે મેળવી શકે? બેશક, અમલદારો દરેક પુસ્તકને, લોકોની ગરીબી વિશે સાચી હકીકત જાહેર કરતા પ્રત્યેક કથનને, દમનનો ભોગ બનાવી દે છે. સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીને આ પુસ્તિકા પણ ગુપ્ત રીતે વહેંચવી પડે છે—આ

પુસ્તિકા ધરાવતો કોઈ પણ માણસ પકડાઈ જાય તો તેને અદાલતમાં પેશ થવું પડશે અને જેલમાં ગોંધાવું પડશે. પરંતુ સામાજિક-લોકશાહીવાદી કામદારોને એની બીક નથી લાગતી — સાચી હકીકત જણાવતાં પુસ્તકો તેઓ વધારે ને વધારે સંખ્યામાં છાપે છે અને લોકોને વધારે ને વધારે સંખ્યામાં વાંચવા આપે છે. જનતાની આઝાદીની લડતને કોઈ પણ કારાગારો કે કોઈ પણ જાતની કનડગત અટકાવી નહિ શકે.

સામાજિક-લોકશાહીવાદીઓ માંગ ઉઠાવે છે કે સામાજિક દરજ્જાઓ નાબૂદ કરી નાખવામાં આવે જેથી રાજ્યના તમામ નાગરિકો બરાબર એકસરખા અધિકારો ભોગવી શકે. આજે આપણે ત્યાં કરવેરા ભરતા અને કરવેરા ન ભરતા, વિશેષાધિકારો ધરાવતા અને વિશેષાધિકારો વગરના, સામાજિક દરજ્જાઓ છે, કુલિન રક્તના અને સાધારણ લોહીના માણસો છે, સાધારણ લોકો માટે કોરડાની સજા હજી કાયમ રાખવામાં આવી છે. બીજા કોઈ પણ દેશમાં કામદારો અને કિસાનો આવી હલકી દશામાં નથી. રશિયા સિવાય બીજા કોઈ પણ દેશમાં જુદા જુદા સામાજિક દરજ્જાઓ માટે જુદા જુદા નિરાળા કાનૂનો નથી. રશિયન પ્રજા માટે પણ એવી માંગ ઉઠાવવાનો સમય પાકી ગયો છે કે ઉમરાવો ધરાવે છે **એવા બધા અધિકારો** દરેક ખેડૂતને હાંસલ થાય. ખેતગુલામીની નાબૂદી પછી ચાળીસ વરસ કરતાંયે વધારે સમયના અંતરે કોરડા ફટકારવાનું ચાલુ હોય અને **કરવેરા ભરતો** સામાજિક દરજ્જો હયાત હોય, એ શું નામોશીની બાબત નથી?

સામાજિક-લોકશાહીવાદીઓ માંગ ઉઠાવે છે કે લોકોને આવજાની અને કામધંધાની પૂરી આઝાદી હોવી જોઈએ. **આવજાની આઝાદી** એટલે શું? આવજાની આઝાદી એટલે કિસાનને મરજી પડે ત્યાં જવાની છૂટ, મરજી પડે તે જગ્યાએ જઈને રહેવાની છૂટ, કોઈનીયે પરવાનગી માગ્યા વગર ગમે તે ગામ કે શહેરમાં વસવાની છૂટ. તેનો અર્થ એ છે કે રશિયામાં પણ પાસપોર્ટ નાબૂદ કરી નાખવા જોઈએ (બીજા દેશોમાં પાસપોર્ટ ઘણા વખત પહેલાં નાબૂદ કરી નાખવામાં આવ્યા છે), કોઈ પણ કિસાનને મરજી પડે ત્યાં વસવાની કે કામધંધો કરવાની બાબતમાં અવરોધ ઊભા કરવાની હિંમત કોઈ પણ સ્થાનિક પોલીસ અફસર કે ગ્રામવિસ્તારના અધિકારીને ન પડવી જોઈએ. રશિયન કિસાન હજુ સુધી અમલદારોનો એવો ગુલામ છે કે તેને કોઈ શહેરમાં જઈને રહેવાની કે નવા જિલ્લામાં વસવાની છૂટ નથી. પ્રધાન ફરમાનો જારી કરે છે કે ગવર્નરોએ **બિનઅખત્યાર** વસવાટની બંધી કરી દેવી! કિસાન કરતાં ગવર્નર

બહેતર જાણે છે કે કિસાનને કઈ જગ્યા માફક છે! કિસાન તો જાણે નાનું બચ્ચું છે અને સત્તાધારીઓની પરવાનગી વગર ક્યાંય જઈ ન શકે! આ શું સામંતી પરાધીનતા નથી? પુખ્ત ઉંમરના ખેડૂતોની ઉપર વંઠેલો ઉમરાવ હાકેમગીરી કરે એ શું જનતાનું અપમાન નથી?

**માઠો પાક અને જનતાની વિપદા** (દુકાળ) નામે એક પુસ્તક વર્તમાન કૃષિપ્રધાન મિસ્ટર યેર્મોલોવે લખ્યું છે. પુસ્તકમાં સાફ જણાવવામાં આવ્યું છે કે નામદાર જમીનદારોને કામ કરનારા માણસોની જરૂર હોય ત્યાં સુધી ખેડુઓ વસવાટની જગ્યા ન બદલે. પ્રધાને આ વાત જરાય સંકોચ વગર ખુલ્લંખુલ્લા કહી છે. એ માને છે કે પોતે જે કહી રહ્યો છે તે ખેડુ જાણશે નહિ અને સમજશે નહિ. જમીનદારોને સસ્તા મજૂરોની જરૂરત હોય ત્યારે લોકોને શા માટે ચાલ્યા જવા દેવા? ખેતીમાં લોકોનો ભરાવો જેટલો વધારે હોય એટલા પ્રમાણમાં જમીનદારોને લાભ થાય, કિસાનો જેટલા વધારે ગરીબ બને એટલા પ્રમાણમાં તેમને વધારે સસ્તા દરે મજૂરીએ રાખી શકાય અને તેઓ દરેક જાતનો જુલમ વધારે તાબેદારીથી સહી લે. અગાઉ કારભારીઓ જમીનદારોનાં હિતોની રખેવાળી કરતા, હવે એ કામ ગ્રામવિસ્તારોના અધિકારીઓ અને ગવર્નરો કરે છે. કિસાનોને તબેલાઓમાં કોરડા ફટકારવાનાં ફરમાનો અગાઉ કારભારીઓ કરતા, હવે વોલોસ્ત વહીવટી કચેરીના અધિકારીઓ કરે છે.

સામાજિક-લોકશાહીવાદીઓ માંગ ઉઠાવે છે કે કાયમી લશ્કર નાબૂદ કરી નાખવામાં અને તેની જગ્યાએ લોકસેનાની રચના કરવામાં આવે તથા તમામ લોકોને હથિયારો આપવામાં આવે. કાયમી લશ્કર જનતાથી અલિપ્ત હોય છે અને તેને જનતા ઉપર ગોળીઓ વરસાવવાની તાલીમ આપવામાં આવે છે. સિપાહીને વરસો સુધી બરાકોમાં ન ગોંધી રાખવામાં આવે અને ત્યાં તેની પાસે અમાનુષી કવાયત ન કરાવવામાં આવે તો તે પોતાના બંધુઓને, કામદારો અને કિસાનોને, ગોળીએ વીંધી દેવા કદી કબૂલ થાય ખરો? ભૂખમરો વેઠતા કિસાનોની વિરુદ્ધ તે જાય ખરો? દુશ્મનના હુમલા સામે દેશની રક્ષા માટે કાયમી લશ્કરની મુદ્દલ જરૂર નથી, તેને માટે લોકસેના પૂરતી છે. દરેક નાગરિક હથિયારો ધરાવતો હોય તો રશિયાને દુશ્મનની બીક ન રહે. અને લશ્કરી ટોળકીની ધૂંસરીથી જનતા મુક્ત થઈ જાય. એ ટોળકીને કાયમ રાખવામાં દર વરસે કરોડો રૂબલનું ખર્ચ થાય છે, અને એ બધું નાણું જનતા પાસેથી વસૂલ કરવામાં આવે છે, એટલે જ કરવેરા આટલા ભારે છે અને જિંદગી વધારે ને વધારે મુશ્કેલ બનતી જાય છે. જનતાની ઉપર અમલદારો તથા પોલીસની જોહુકમીમાં

લશ્કરી ટોળકી વધારો કરે છે. વિદેશી પ્રજાઓની લૂંટ ચલાવવા માટે, દાખલા તરીકે ચીની લોકોની જમીન છીનવી લેવા માટે, એ લશ્કરી ટોળકી જરૂરી છે. એથી લોકોને રાહત નથી મળતી પણ વધારે કરવેરાને પરિણામે તેમની જિંદગી ઊલટી વધારે મુશ્કેલ બને છે. કાયમી લશ્કરને સ્થાને સમગ્ર પ્રજાને હથિયારબંધ બનાવવાથી તમામ કામદારો અને તમામ કિસાનોને બેહદ રાહત મળશે.

સામાજિક-લોકશાહીવાદીઓએ ઉઠાવેલી માંગ મુજબ, **પરોક્ષ કરવેરાની નાબૂદી** પણ એવી જ રીતે બેહદ રાહત પૂરી પાડશે. પરોક્ષ કરવેરા એટલે જમીન અથવા મકાન ઉપર લગાવવામાં આવતા સીધા કરવેરા નહિ પરંતુ લોકો તરફથી **પરોક્ષ રીતે,** ચીજોની વધારે ઊંચી કિંમતના રૂપમાં, ચૂકવવામાં આવતા કરવેરા. ખાંડ, વોદકા, કેરોસીન, દીવાસળી, અને વપરાશની તરેહવાર ચીજો ઉપર સરકાર કરવેરા લગાવે છે. સરકારી ખજાનામાં એ બધા કરવેરા વેપારી અથવા કારખાનદાર ચૂકવે છે. એ રકમ તેઓ પોતાનાં ખીસાંમાંથી બેશક નથી જ ચૂકવતા, પણ ગ્રાહકો પાસેથી વસૂલ કરવામાં આવેલા પૈસામાંથી ચૂકવે છે. વોદકા, ખાંડ, કેરોસીન, અને દિવાસળીની કિંમત વધી જાય છે, અને વોદકાની બાટલી કે રતલ ખાંડ ખરીદનારા ઘરાકને માલની કિંમત ઉપરાંત કર ભરવો પડે છે. દાખલા તરીકે, ઘરાક એક રતલ ખાંડના ચૌદ કોપેક આપે ત્યારે તેમાં ચાર કોપેક (લગભગ) કરના હોય છે, ખાંડના કારખાનાના માલિકે કરની રકમ સરકારી ખજાનામાં ચૂકવી દીધી હોય છે અને પોતે ચૂકવેલા પૈસા તે દરેક ઘરાક પાસેથી વસૂલ કરે છે. એ રીતે, પરોક્ષ કરવેરા વપરાશની ચીજો ઉપર લગાવવામાં આવેલા કરવેરા હોય છે, અને લોકો ચીજો ખરીદે ત્યારે વધારે ઊંચી કિંમતોના રૂપમાં એ કરવેરા ભરે છે. ક્યારેક કહેવામાં આવે છે કે પરોક્ષ કરવેરાની પદ્ધતિ સૌથી ઇનસાફી પદ્ધતિ છે—જેટલી ખરીદી કરવામાં આવે એટલા જ પ્રમાણમાં કર ભરવો પડે છે. પણ એ વાત સાચી નથી. પરોક્ષ કરવેરાની પદ્ધતિ સૌથી ગેરઇનસાફી પદ્ધતિ છે કેમ કે પરોક્ષ કરવેરા ભરવાનું ગરીબો માટે અમીરો કરતાં વધારે મુશ્કેલ હોય છે. અમીર માણસની આવક કિસાન અથવા કામદારની આવક કરતાં દસ ગણી કે સો ગણી પણ હોય છે. પરંતુ અમીર માણસને ખાંડની સો ગણી જરૂર પડે છે ખરી? અથવા વોદકાની કે દીવાસળીની કે કેરોસીનની દસ ગણી જરૂર પડે છે ખરી? બેશક નથી જ પડતી. ગરીબ કુટુંબની સરખામણીમાં અમીર પરિવાર બમણા અથવા વધારેમાં વધારે ત્રણ ગણા પ્રમાણમાં કેરોસીન, વોદકા, કે ખાંડ ખરીદે. પરંતુ એ રીતે તો ગરીબ માણસની સરખામણીમાં અમીર પોતાની આવકનો **ઓછો હિસ્સો** કરવેરા

તરીકે ચૂકવે, ધારો કે ગરીબ કિસાનની આવક વરસે બસો રૂબલની છે, ધારો કે તે સાઠ રૂબલનું ખર્ચ કરવેરાને કારણે વધારે મોંઘી બની ગયેલી ચીજો ખરીદવામાં કરે છે (ખાંડ, દીવાસળી, અને કેરોસીન ઉપર લગાવવામાં આવતો કર જકાત કહેવાય છે, એટલે કે કારખાનદાર એ ચીજોને બજારમાં વેચવા માટે લાવતાં પહેલાં કર ચૂકવી દે છે, વોદકા સરકારી ઈજારદારીની ચીજ છે એટલે સરકાર તેની કિંમત જ સીધેસીધી વધારી દે છે, સુતરાઉ ચીજો તથા લોખંડ અને બીજા માલની કિંમતો વધી ગઈ છે કારણ કે સસ્તી પરદેશી ચીજોની રશિયામાં આયાત ભારે જકાત વગર નથી કરવા દેવામાં આવતી). એ સાઠ રૂબલમાંથી **વીસ રૂબલ** કરવેરાના હોવાના. એ રીતે, ગરીબ કિસાન પોતાની આવકના દરેક રૂબલમાંથી **દસ કોપેક** પરોક્ષ કર તરીકે ચૂકવશે (સીધા કરવેરા, જમીનના માલિકી-હકની ચૂકવણીઓ, વેઠમુક્તિની ચૂકવણીઓ, જમીન-કર, અને ઝેમ્સ્ત્વો, વોલોસ્ત, તથા ગ્રામસમાજના કરો ઉપરાંત). ધનવાન ખેડૂતની આવક એક હજાર રૂબલની છે, તેમાંથી તે દોઢસો રૂબલનું ખર્ચ કરવાળી ચીજો ખરીદવામાં કરે છે (દોઢસો રૂબલમાં કર સામેલ છે). એ રીતે, ધનવાન ખેડૂત પોતાની આવકના દરેક રૂબલમાંથી માત્ર **પાંચ કોપેક** પરોક્ષ કર તરીકે ચૂકવશે. માણસ જેટલો વધારે ધનવાન હોય એટલા પ્રમાણમાં તેની આવકનો **ઓછો** હિસ્સો તે પરોક્ષ કર તરીકે ચૂકવે છે. એટલે જ, પરોક્ષ કરવેરાની પદ્ધતિ **સૌથી ગેરઈનસાફી** પદ્ધતિ છે. પરોક્ષ કરવેરા એટલે ગરીબોની ઉપર કરવેરા. કિસાનો અને કામદારો મળીને વસતિનો નેવું ટકા ભાગ બની રહે છે, અને તેઓ કુલ પરોક્ષ કરવેરાના એંશી કે નેવું ટકા જેટલો ભાગ ચૂકવે છે. અને ઘણું કરીને કિસાનો તથા કામદારોની આવક કુલ રાષ્ટ્રીય આવકના ચાળીસ ટકા ભાગ કરતાં વધારે નથી! એટલે સામાજિક-લોકશાહીવાદીઓ માંગ ઉઠાવે છે કે પરોક્ષ કરવેરા નાબૂદ કરી નાખવામાં આવે અને આવકો તથા વારસાઓ ઉપર **વૃદ્ધિશીલ** કરવેરા દાખલ કરવામાં આવે. તેનો અર્થ એ છે કે આવક જેમ વધારે હોય તેમ કરવેરાનું પ્રમાણ વધે. એક હજાર રૂબલની આવકવાળા રૂબલ દીઠ એક કોપેક કર ભરે, બે હજાર રૂબલની આવકવાળા રૂબલ દીઠ બે કોપેક કર ભરે, એ રીતે કરનું પ્રમાણ વધતું જાય. ઓછામાં ઓછી આવકવાળા (સમજો કે ચારસો રૂબલથી ઓછી આવકવાળા) મુદ્દલ કર ન ભરે. સૌથી વધારે ધનવાન માણસો સૌથી ઊંચા દરે કર ભરે. એવો કર, આવકવેરો, અથવા વધારે ચોક્કસ શબ્દોમાં **વૃદ્ધિશીલ** આવકવેરો, પરોક્ષ કરવેરા કરતાં ઘણો વધારે ઈનસાફી ગણાશે. એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ પરોક્ષ કરવેરા નાબૂદ કરાવવાની અને વૃદ્ધિશીલ

આવકવેરો ચાલુ કરાવવાની જહેમતો કરે છે. બેશક, તમામ મિલકતદારો અને સમગ્ર બુઝ્ર્વાઝી એવા પગલા સામે વાંધો ઉઠાવે છે અને તેનો પ્રતિકાર કરે છે. બુઝ્ર્વાઝી પાસેથી એવી સુધારણા દેહાતી ગરીબો અને શહેરી કામદારોની મક્કમ એકસંપી મારફત જ હાંસલ કરી શકાય.

છેલ્લે—સામાજિક-લોકશાહીવાદીઓએ ઉઠાવેલી માંગ મુજબ, બાળકોના **મફત શિક્ષણની** વ્યવસ્થા સમગ્ર જનતા માટે અને ખાસ કરીને દેહાતી ગરીબો માટે ખૂબ મહત્ત્વની સુધારણા બની રહેશે. આજે શહેરોની સરખામણીમાં ગ્રામવિસ્તારોમાં ઘણી ઓછી નિશાળો છે, અને દરેક ઠેકાણે કેવળ અમીર વર્ગો, કેવળ બુઝ્ર્વાઝી, પોતાનાં બાળકોને સારું શિક્ષણ આપવાની હાલતમાં છે. **તમામ બાળકો** માટે મફત અને ફરજિયાત શિક્ષણ જ લોકોને હાલની અજ્ઞાનતાની દશામાંથી, કંઈ નહિ તો અમુક અંશે, છુટકારો અપાવી શકે. દેહાતી ગરીબો સૌથી વધારે પ્રમાણમાં એવી અજ્ઞાનતાના ભોગ છે અને તેમને માટે શિક્ષણ વિશેષ રૂપે આવશ્યક છે. પણ આપણને તો બેશક ખરા, મુક્ત શિક્ષણની જરૂર છે, અમલદારો તથા પાદરીઓ આપવા માગે છે એવા શિક્ષણની નહિ.

સામાજિક-લોકશાહીવાદીઓ વધુમાં માંગ ઉઠાવે છે કે દરેક માણસને પોતાની મરજી મુજબનો ધર્મ પાળવાનો પૂરો અને અબાધિત અધિકાર હોવો જોઈએ. યુરોપના દેશોમાં ફક્ત રશિયા અને તુર્કી જ એવા દેશ છે કે જેમાં રૂઢિચુસ્ત સિવાય બીજો કોઈ ધર્મ પાળનારાઓની વિરુદ્ધના શરમજનક કાનૂનો, વિભાજનવાદીઓ અને સંપ્રદાયવાદીઓ તથા યહૂદીઓની વિરુદ્ધના કાનૂનો, કાયમ રાખવામાં આવ્યા છે. એ કાનૂનો મુજબ અમુક ધર્મની ઉપર કાં તો તદ્દન બંધી લગાવવામાં આવે છે, અથવા તેના પ્રચાર ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે છે, કે પછી તેના અનુયાયીઓના અમુક અધિકારો છીનવી લેવામાં આવે છે. એ બધા કાનૂનો તદ્દન ગેરઇનસાફી, તદ્દન જુલમી, અને તદ્દન નામોશીભર્યા છે. દરેક માણસને પોતાની મરજી મુજબનો ધર્મ પાળવાની જ નહિ પરંતુ **પોતાનો ધર્મ ફેલાવવાની અથવા બદલાવવાની પણ** પૂરી આઝાદી હોવી જોઈએ. કોઈ પણ માણસને તેના ધર્મ વિશે પૂછવાનોયે અધિકાર એક પણ અમલદારને ન હોવો જોઈએ. ધર્મ તો દરેક માણસના અંતરાત્માની બાબત છે, અને તેમાં દખલગીરી કરવાનો અધિકાર કોઈને નથી. કોઈ પણ **"સ્થાપિત"** ધર્મ કે ચર્ચ ન હોવાં જોઈએ. કાનૂન મુજબ સઘળા ધર્મો તથા તમામ ચર્ચોનો દરજ્જો એકસમાન હોવો જોઈએ. જુદા જુદા ધર્મોના પાદરીઓ

વગેરેના પગારો જે તે ધર્મના અનુયાયીઓએ ચૂકવવા જોઈએ, રાજ્યે કોઈ પણ ધર્મને મદદ કરવા માટે સરકારી નાણાંનો ઉપયોગ ન કરવો જોઈએ, રૂઢિચુસ્ત કે વિભાજનવાદી કે સંપ્રદાયવાદી કે બીજા કોઈ પણ ધર્મને પાદરીઓ રાખવા માટે રાજ્યે નાણાં ન આપવાં જોઈએ. સામાજિક-લોકશાહીવાદીઓ એવા ઉદ્દેશ માટે લડે છે, અને આ પગલાંને કોઈ પણ જાતની શરતો કે ચાલબાજીઓ વગર અમલમાં નહિ મૂકવામાં આવે ત્યાં સુધી ધર્મની નામોશીભરી પોલીસ કનડગતથી અથવા એ ધર્મોમાંથી કોઈ એકને પોલીસની એટલી જ નામોશીભરી ખેરાતોથી જનતા કદી મુક્ત નહિ બને.

આપણે જોયું કે સામાજિક-લોકશાહીવાદીઓ સમગ્ર જનતા માટે અને ખાસ કરીને ગરીબો માટે કેવી સુધારણાઓ હાંસલ કરવા માગે છે. હવે આપણે જોઈએ કે તેઓ કામદારો માટે, કેવળ કારખાનાંના તથા શહેરી કામદારો જ નહિ પરંતુ ખેતમજૂરો માટે પણ, કેવી સુધારણાઓ હાંસલ કરવાની કોશિશ કરે છે. કારખાનાંના કામદારો વધુ ગીચ વસવાટમાં રહે છે, કારખાનાંના મોટા વિભાગોમાં કામ કરે છે, એટલે તેમને માટે સુશિક્ષિત સામાજિક-લોકશાહીવાદીઓની સહાયનો લાભ લેવાનું વધારે આસાન છે. આ બધાં કારણોસર શહેરી કામદારોએ માલિકોની સામે સંઘર્ષ બીજાઓ કરતાં ઘણો વહેલો ચાલુ કરી દીધો, અને તેમણે ઠીક ઠીક સુધારણાઓ વધારે પ્રમાણમાં હાંસલ કરી લીધી છે. કારખાનાં સંબંધી કાનૂનો પાસ કરાવવામાં પણ તેઓ સફળ થયા છે. પરંતુ સામાજિક-લોકશાહીવાદીઓ એ બધી સુધારણાઓને **તમામ** કામદારોના સંબંધમાં લાગુ કરાવવા માટે લડે છે—પોતાને ઘેર બેસીને માલિકોનું કામ કરતા શહેરી તેમ જ દેહાતી કારીગરો, છોટા માલિકો તથા કારીગરો માટે રોજે કામ કરતા મજૂર, ઈમારતી કામધંધાઓમાં કામ કરતા કામદારો (સુથારો, કડિયા, વગેરે), લાકડાં ફાડનારા તથા અણઘડ મજૂરો, **અને ખેતમજૂરોના સંબંધમાં પણ** લાગુ કરાવવા માટે લડે છે. આખા રશિયામાં આ બધા કામદારો હવે કારખાનાંના કામદારોનો દાખલો જોઈને અને તેમની મદદ લઈને એકતા સાધવા લાગ્યા છે; જિંદગીના બહેતર સંજોગો માટે, ટૂંકા કામદિન માટે, **વધારે વેતન માટે,** સંઘર્ષ લડવા સારુ એકતા સાધવા લાગ્યા છે. અને સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીએ બહેતર જિંદગી માટેના સંઘર્ષમાં **તમામ** કામદારોને ટેકો આપવાનું, અત્યંત મક્કમ અને વિશ્વાસપાત્ર કામદારોને મજબૂત યુનિયનોમાં સંગઠિત (એકતાબદ્ધ) કરવામાં તેમને મદદ કરવાનું, પુસ્તિકાઓ તથા પત્રિકાઓ વહેંચીને તથા આંદોલનમાં નવા દાખલ

થનારાઓને અનુભવી કાર્યકરો મોકલીને તેમને મદદ કરવાનું, અને સામાન્ય રૂપે તમામ કામદારોને દરેક શક્ય રીતે મદદ કરવાનું કર્તવ્ય પોતાને માટે નિર્ધારિત કર્યું છે. આપણે રાજકીય આઝાદી હાંસલ કરી લઈશું ત્યારે પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદમાં આપણા માણસો હશે, કામદાર પ્રતિનિધિઓ હશે, સામાજિક-લોકશાહીવાદીઓ હશે, અને અન્ય દેશોના તેમના સાથીઓની જેમ તેઓ કામદારોને લાભદાયક કાનૂનોની માંગ ઉઠાવશે.

સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી કામદારો માટે જે સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરી રહી છે તે **બધી** અમે અહીંયાં રજૂ નહિ કરીએ. તેને અમારા કાર્યક્રમમાં અંકિત કરવામાં આવી છે અને 'રશિયામાં કામદારોનું ધ્યેય' નામે પુસ્તિકામાં વિગતવાર સમજાવવામાં આવી છે. અહીંયાં તો તેમાંથી અત્યંત મહત્ત્વની સુધારણાઓનો ઉલ્લેખ પૂરતો થશે. કામદિન આઠ કલાકથી વધારે લાંબો ન હોવો જોઈએ. દર અઠવાડિયે એક દિવસ આરામનો હોવો જ જોઈએ. કામદિન ઉપરાંત વધારાનું કામ લેવાની અથવા રાતપાળી ચલાવવાની તદ્દન બંધી હોવી જોઈએ. બાળકોને સોળ વરસની ઉંમર સુધી મફત શિક્ષણ મળવું જોઈએ, અને એ કારણે તેમને એટલી ઉંમર સુધી નોકરી ન કરવા દેવી જોઈએ. સ્ત્રીઓની તંદુરસ્તીને હાનિ પહોંચાડે એવા કામધંધાઓમાં તેમણે કામ ન કરવું જોઈએ. કામદારોને કામ દરમિયાન, અર્થાત્ ઝૂડવાનાં કે ઊપણવાનાં મશીનો ચલાવવાના તથા અન્ય પ્રકારના કામ દરમિયાન, જે કશી ઈજા થાય તેની અવેજીમાં માલિકોએ નુકસાની ભરવી જ જોઈએ. ખેતમજૂરોની બાબતમાં ઘણી વાર બને છે તેમ કામદારોને મહેનતાણું બે મહિનામાં કે ત્રણ મહિનામાં એક વાર નહિ પણ સદા **દર અઠવાડિયે** ચૂકવવું જોઈએ. કામદારોને મહેનતાણું દર અઠવાડિયે નિયમિત ચૂકવવામાં આવે, અને વળી ચીજોના રૂપમાં નહિ પણ રોકડ ચૂકવવામાં આવે, એ બાબત ખૂબ મહત્ત્વની છે. તરેહવાર નકામી ચીજો બેહદ મોંઘી કિંમતે કામદારોને માથે મહેનતાણાની ચૂકવણી તરીકે લાદી દેવાનો માલિકોને ભારે શોખ છે. આ નામોશીભર્યા ચાલને નાબૂદ કરી નાખવા માટે ચીજોના રૂપમાં મહેનતાણું ચૂકવવાની કાયદાની રૂએ તદ્દન બંધી હોવી જોઈએ. એ ઉપરાંત, વૃદ્ધ કામદારોને સરકારી પેન્શન મળવું જોઈએ. કામદારો મહેનત કરીને તમામ દોલતમંદ વર્ગોને તેમ જ રાજ્યને ટકાવી રાખે છે એટલે પેન્શન મેળવતા સરકારી અમલદારો જેટલો જ પેન્શનનો અધિકાર તેમને હાંસલ થાય છે. માલિકો પોતાના દરજ્જાનો લાભ ઉઠાવીને કામદારોના રક્ષણ સંબંધી નિયમોની અવગણના કરે છે. તેમને એમ કરતા અટકાવવા માટે, કેવળ કારખાનાંઓમાં

જ નહિ પરંતુ જમીનદારોનાં મોટાં ખેતરોમાં પણ અને સામાન્ય રૂપે જયાં મજૂરોને કામે રાખવામાં આવતા હોય એવી તમામ જગ્યાઓમાં, દેખરેખ માટે ઈન્સ્પેક્ટરો નીમવા જોઈએ. પરંતુ એ ઈન્સ્પેક્ટરો સરકારી અમલદારો ન હોવા જોઈએ, અથવા પ્રધાનો કે ગવર્નરોએ નીમેલા ન હોવા જોઈએ, અથવા પોલીસનું કામ કરનારા ન હોવા જોઈએ. ઈન્સ્પેક્ટરો **કામદારોએ ચૂંટેલા** હોવા જોઈએ—કામદારોનો વિશ્વાસ ધરાવતા અને તેમણે મુક્ત રીતે ચૂંટેલા માણસોના પગાર સરકારે ચૂકવવા જોઈએ. કામદારોના એ ચૂંટાયેલા પ્રતિનિધિઓએ ધ્યાન રાખવું જોઈએ કે કામદારોનાં રહેઠાણો સારી હાલતમાં રાખવામાં આવે, ડુક્કરોના વાડા જેવી જગ્યાઓમાં અથવા (ખેતમજૂરોની બાબતમાં ઘણી વાર બને છે તેમ) માટીનાં ઝૂંપડાંમાં વસવાની કામદારોને ફરજ પાડવાની માલિકો હિંમત ન કરે, કામદારોના વિશ્રામ સંબંધી નિયમોનું પાલન કરવામાં આવે, વગેરે. પરંતુ એક વાત ભૂલવી ન જોઈએ કે રાજકીય આઝાદી ન હોય ત્યાં સુધી, પોલીસ સર્વોપરી હાકેમો હોય અને જનતાને જવાબદાર ન હોય ત્યાં સુધી, કામદારોના ચૂંટાયેલા કોઈ પ્રતિનિધિઓ કશું જ ન કરી શકે. સૌ જાણે છે કે હાલ પોલીસ કેવળ કામદારોના પ્રતિનિધિઓને જ નહિ પરંતુ પોતાના સઘળા કામદારબંધુઓ વતી બોલવાની હિંમત કરનારા, કાનૂનના ભંગને ઉઘાડા પાડનારા, અથવા કામદારોને એકતા સાધવાની હાકલ કરનારા કોઈ પણ કામદારને પણ ગિરફતાર કરીને અદાલતી કારવાઈ વગર કારાવાસમાં ગોંધી દે છે. પરંતુ આપણને રાજકીય આઝાદી હાંસલ થાય ત્યારે કામદારોના પ્રતિનિધિઓ ખૂબ ઉપયોગી સાબિત થશે.

તમામ માલિકોને (કારખાનદારો, જમીનદારો, ઠેકેદારો, અને ધનવાન ખેડૂતોને) પોતાના કામદારોનાં વેતનમાંથી આપમેળે કપાત કરવાની—દાખલા તરીકે નુકસાનીના માલની અવેજીમાં કપાત, દંડના રૂપમાં કપાત, વગેરે—**તદ્દન બંધી** હોવી જોઈએ. કામદારોનાં વેતનમાંથી માલિકો **આપમરજીએ** કપાત કરે એ ગેરકાનૂની અને જુલમી કૃત્ય છે. માલિકે કામદારના વેતનમાં કોઈ પણ જાતની કપાતથી અથવા કોઈ પણ રીતે ઘટાડો ન જ કરવો જોઈએ. માલિકને ચુકાદો કરી લેવાની અને તેને લાગુ કરી દેવાની છૂટ ન જ હોવી જોઈએ (કામદારોનાં વેતનમાંથી કપાત કરીને પોતાના ખીસામાં પધરાવી દેનારો ઈનસાફદાર કેવો ઈમાનદાર હોય!); તેણે **રીતસરની અદાલતમાં** અપીલ કરવી જોઈએ, અને એ અદાલત એકસરખી સંખ્યામાં કામદારોના ચૂંટાયેલા

પ્રતિનિધિઓ તથા માલિકોની બનેલી હોવી જોઈએ. માત્ર એવી અદાલત જ કામદારોની વિરુદ્ધ કામદારોની ફરિયાદોના ઇનસાફી ફેંસલા કરી શકે.

સામાજિક-લોકશાહીવાદીઓ સમગ્ર કામદાર વર્ગ માટે એવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરે છે. દરેક જાગીરના, દરેક ખેતરના, દરેક ઠેકેદારનું કામ કરતા કામદારોએ ભેગા થઈને વિશ્વાસપાત્ર માણસો જોડે ચર્ચાવિચારણા કરવી જોઈએ કે કેવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરવી અને કેવી માંગો ઉઠાવવી (કારણ કે અલગ અલગ કારખાનાંના, અલગ અલગ જાગીરોના, અને અલગ અલગ ઠેકેદારોના કામદારોની માંગો બેશક જુદી જુદી હશે).

આખા રશિયામાં **સામાજિક-લોકશાહીવાદી સમિતિઓ** કામદારોને તેમની માંગો સ્પષ્ટ અને ચોક્કસ રીતે નિરૂપિત કરવામાં મદદ કરે છે, અને એ માંગો રજૂ કરતી પત્રિકાઓ બહાર પાડવામાં મદદ કરે છે, જેથી તમામ કામદારોને, માલિકોને, તથા સત્તાધિકારીઓને એ માંગોની જાણ થાય. કામદારો સજ્જડ એકતા સાધીને પોતાની માંગોનું સમર્થન કરે ત્યારે માલિકોને નમતું મૂકવું પડે અને માંગો માની લેવી પડે. શહેરોમાં કામદારોએ ઘણી સુધારણાઓ એ રીતે હાંસલ કરી લીધી છે, અને હવે કારીગરો, કસબીઓ, તથા ખેતમજૂરોએ પણ એકતા સાધવાનું (સંગઠિત બનવાનું) અને પોતાની માંગો ખાતર લડવાનું શરૂ કરી દીધું છે. આપણને રાજકીય આઝાદી નથી ત્યાં સુધી આપણે ગુપ્ત રીતે લડત ચલાવીએ છીએ, તમામ પત્રિકાઓના પ્રકાશનની તથા કામદારોનાં મંડળો રચવાની બંધી લાદતી પોલીસથી છુપાઈને લડત ચલાવીએ છીએ. પરંતુ આપણે રાજકીય આઝાદી હાંસલ કરી લઈએ ત્યારે લડત વધારે વ્યાપક પાયા ઉપર અને ખુલ્લંખુલ્લા ચલાવીશું, જેથી આખા રશિયામાં કામગાર લોકો એકતા સાધી શકે અને જુલમની સામે પોતાનો બચાવ વધારે જુસ્સાથી કરી શકે. **કામદારોની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીમાં** એકતા સાધનારા કામદારોની સંખ્યા જેટલી વધારે હશે એટલા પ્રમાણમાં વધારે તાકાત તેઓ હાંસલ કરશે અને વધારે જલદી તમામ જુલમથી, તમામ રોજી-મજૂરીથી, બુઝ્‌ર્વાઝીના લાભ ખાતર તમામ વૈતરાથી, કામદાર વર્ગની સંપૂર્ણ મુક્તિ સાધી શકશે.

અમે કહી ચૂક્યા છીએ કે સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી કેવળ કામદારો માટે જ નહિ પરંતુ **તમામ કિસાનો** માટે પણ સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરે છે. હવે આપણે જોઈએ કે તે તમામ કિસાનો માટે કેવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરે છે.

## ૬. સામાજિક-લોકશાહીવાદીઓ તમામ કિસાનો માટે કેવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરે છે?

સમગ્ર કામગાર જનતાની સંપૂર્ણ મુક્તિ હાંસલ કરવા માટે દેહાતી ગરીબોએ શહેરી કામદારો જોડે એકસંપી સાધીને, ધનવાન ખેડૂતો સમેત સમગ્ર બુઝ્ર્વાઝીની સામે લડત ચલાવવી જોઈએ. ધનવાન ખેડૂતો ખેતમજૂરોને બને એટલું ઓછું મહેનતાણું આપવાની અને બને એટલું વધારે તથા બને એટલું સખત કામ કરાવવાની કોશિશ કરશે, પરંતુ શહેરી અને દેહાતી કામદારો ધનવાન ખેડૂતોના ખેતમજૂરો માટે બહેતર મહેનતાણું, બહેતર સંજોગો, અને વિશ્રામના નિયમિત ગાળાઓ હાંસલ કરવાની કોશિશ કરશે. તેનો અર્થ એવો થયો કે દેહાતી ગરીબોએ ધનવાન ખેડૂતોથી અલગ પોતાનાં આગવાં યુનિયનો બનાવવાં જોઈએ. અમે આ વાત કહી ચૂક્યા છીએ અને તેને હંમેશાં દોહરાવતા રહીશું.

પરંતુ રશિયામાં ધનવાન અને ગરીબ તમામ કિસાનો ઘણી રીતે હજુ ખેતગુલામો છે, તેઓ **ઊતરતા, "કાળા", કર ભરતા સામાજિક દરજ્જાના** માણસો છે, તેઓ સૌ પોલીસ અફસરોના અને ગ્રામવિસ્તારના અધિકારીઓના વેઠિયા છે. ખેતગુલામીની પ્રથામાં તેમને જેવી રીતે સામંતી ઉમરાવ સારુ કામ કરવું પડતું હતું એવી જ રીતે ઘણી વાર છૂટી પડી ગયેલી જમીનના, જળાશયોના, ચરાણોના, અથવા બીડોના ઉપયોગની અવેજીમાં જમીનદારો સારુ કામ કરવું પડે છે. આ નવી ખેતગુલામીથી **તમામ** કિસાનો છુટકારો મેળવવા માગે છે, એ સૌ પૂરા અધિકારો હાંસલ કરવા માગે છે, એ **સૌ** જમીનદારોને ધિક્કારે છે કારણ કે જમીનદારો હજુ પણ તેમને ખેતગુલામીની **વેઠ કરવાની,** હજૂરોની જમીન તથા ચરાણો અને જળાશયો તથા બીડોના ઉપયોગની અવેજીમાં "મહેનતરૂપી સાંથ" ચૂકવવાની, રઝળતાં ઢોરે કરેલા "નુકસાન બદલ" પણ કામ કરવાની, અને ખાલી "ચાકરીના માન ખાતર" જમીનદારનું ખેતર લણવા

સ્ત્રીઓને મોકલવાની ફરજ પાડે છે. જમીનદારને ચૂકવવામાં આવતી આ બધી મહેનતરૂપી સાંથનો બોજો ધનવાન ખેડૂતો કરતાં ગરીબ કિસાનોને વધારે સહેવો પડે છે. ધનવાન ખેડૂત ક્યારેક આ મહેનતને બદલે જમીનદારને પૈસા ચૂકવી શકે છે, પરંતુ સામાન્ય રીતે તો જમીનદાર ધનવાન ખેડૂતનું પણ સખત શોષણ કરે છે. એટલે દેહાતી ગરીબોએ ધનવાન ખેડૂતોની જોડે મળીને અધિકારોના અભાવની વિરુદ્ધ, દરેક જાતની ખેતગુલામીની વેઠની વિરુદ્ધ, દરેક જાતની મહેનતરૂપી સાંથની વિરુદ્ધ લડવું જોઈએ. આપણે **સમગ્ર** બુઝ્ર્વાઝીને (ધનવાન ખેડૂતો સમેત) પરાજિત કરીએ ત્યારે જ **સમગ્ર** ગુલામીને, **સમગ્ર** ગરીબીને નાબૂદ કરી શકીશું. પરંતુ ગુલામીનાં અમુક રૂપોને આપણે તે **પહેલાં** નાબૂદ કરી શકીએ કારણ કે ધનવાન ખેડૂત પણ તેનો સખત ભોગ બનેલો છે. રશિયામાં એવા ઘણા વિસ્તારો અને જિલ્લા છે જયાં ઘણી વાર તમામ કિસાનો હજુ સાવ ખેતગુલામીની હાલતમાં હોય છે. એટલે જ, તમામ રશિયન કામદારોએ અને તમામ દેહાતી ગરીબોએ **બન્ને હાથ વડે અને બે બાજુએ લડત ચલાવવી જોઈએ:** એક હાથ વડે—તમામ કામદારોની જોડે એકસંપી કરીને **તમામ બુઝ્ર્વાની સામે** લડત ચલાવવી જોઈએ, અને બીજા હાથ વડે—તમામ કિસાનોની જોડે એકસંપી કરીને **ગ્રામવિસ્તારના અધિકારીઓની સામે તથા સામંતી જમીનદારોની સામે લડત** ચલાવવી જોઈએ. દેહાતી ગરીબો પોતાનાં આગવાં સંગઠનો ધનવાન ખેડૂતોથી અલગ નહિ બનાવે તો ધનવાન ખેડૂતો તેમની જોડે છેતરપિંડી કરશે, ખુદ જમીનદારો બની જશે, અને જમીન વગરના ગરીબો ગરીબીની હાલતમાં તથા જમીન વગરના રહેશે એટલું જ નહિ પરંતુ તેમને એકતા સાધવાની આઝાદી પણ નહિ આપવામાં આવે. દેહાતી ગરીબો ધનવાન ખેડૂતોની જોડે મળીને સામંતી ગુલામીની સામે નહિ લડે તો તેઓ જકડાયેલા તથા એક જ જગ્યા સાથે બંધાયેલા રહેશે અને તેમને શહેરી કામદારો જોડે એકતા સાધવાની પૂરી આઝાદી પણ નહિ મળે.

દેહાતી ગરીબોએ પહેલો ફટકો જમીનદારોને લગાવવો જોઈએ અને ઓછામાં ઓછું સામંતી ગુલામીનાં અત્યંત અધમ અને અત્યંત વિઘાતક રૂપોને તો ફગાવી દેવાં જ જોઈએ. એ લડતમાં ઘણા ધનવાન ખેડૂતો અને બુઝ્ર્વાઝીના અનુયાયીઓ પણ ગરીબોનો પક્ષ લેશે કારણ કે જમીનદારોની દાદાગીરી તરફ સૌ ઘૃણા અનુભવે છે. પરંતુ આપણે જમીનદારોની સત્તાને જેવી અંકુશમાં આણીએ કે તરત જ ધનવાન ખેડૂત પોતાનું સાચું સ્વરૂપ છતું કરશે અને બધું પચાવી પાડવા માટે પોતાના લાલચુ હાથ લંબાવશે. એ હાથ લૂંટફાટિયા છે અને

ઘણીબધી લૂંટ ચલાવી ચૂક્યા છે. એટલે આપણે સાવચેત રહેવું જોઈએ અને શહેરી કામદારો જોડે મજબૂત, અતૂટ એકસંપી સાધી લેવી જોઈએ. શહેરી કામદારો જમીનદારોની પુરાણી ઉમરાવશાહી આદતો ખતમ કરી નાખવામાં તેમ જ ધનવાન ખેડૂતોને અમુક અંશે કાબૂમાં આણવામાં (ખુદ તેમના સાહેબો કારખાનદારોએ તેમને થોડાઘણા તો કાબૂમાં આણી દીધા છે) મદદ કરશે. દેહાતી ગરીબો શહેરી કામદારો જોડે એકસંપી સાધ્યા વગર ગુલામીનાં તમામ રૂપોથી, તમામ જાતની કંગાલિયત અને ગરીબીથી, છુટકારો **કદી નહિ** પામી શકે. દેહાતી ગરીબોને મદદ કરનારું શહેરી કામદારો સિવાય બીજું **કોઈ નથી,** અને તેઓ ખુદ પોતાના સિવાય બીજા કોઈની ઉપર આધાર રાખી શકે એમ નથી. પરંતુ અમુક સુધારણાઓ એવી છે કે જેને આપણે વહેલી હાંસલ કરી શકીએ, જેને આપણે સત્વર, આ મહાન સંઘર્ષના આરંભમાં જ, હાંસલ કરી શકીએ. રશિયામાં એવી ઘણા પ્રકારની ગુલામી છે જે બીજા દેશોમાં લાંબા વખત પહેલાં ખતમ થઈ ચૂકી છે, અને અમલદારો તથા જમીનદારોએ લાદેલી એ ગુલામીથી, એ સામંતી ગુલામીથી, **સમગ્ર રશિયન કિસાનપ્રજા સત્વર** મુક્તિ હાંસલ કરી શકે એમ છે.

હવે આપણે જોઈએ કે કામદારોની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી સૌપ્રથમ કેવી સુધારણાઓ હાંસલ કરવા માગે છે જેથી સમગ્ર રશિયન કિસાનપ્રજાને ઓછામાં ઓછું સામંતી ગુલામીનાં અત્યંત અધમ રૂપોથી મુક્ત કરી શકાય, અને સમગ્ર રશિયન બુઝ્ર્વાઝીની સામે સંઘર્ષ લડવા માટે દેહાતી ગરીબોના હાથ છૂટા કરી શકાય.

કામદારોની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની પહેલી માંગ જમીનના માલિકીહક માટેની તમામ ચૂકવણીઓની, વેઠથી છુટકારો મેળવવા માટેની તમામ સાંથની, અને "કર ભરતી" કિસાનપ્રજાની ઉપર લાદવામાં આવેલા તમામ લાગાની તત્કાળ નાબૂદીની છે. ઉમરાવોની સમિતિએ અને ઉમરાવોની બનેલી રશિયન ઝારશાહી સરકારે કિસાનોને ખેતગુલામીથી "મુક્તિ આપી" ત્યારે કિસાનોને **ખુદ પોતાની** જમીન **ખરીદવાની,** તેઓ કેટલીય પેઢીઓથી ખેડી રહ્યા હતા એ જમીન ખરીદવાની, ફરજ પાડવામાં આવી! એ તો **લૂંટ** હતી. ઉમરાવોની સમિતિએ ઝારશાહી સરકારની મદદ વડે કિસાનોને સાફ **લૂંટી જ લીધા.** કિસાનોની ઉપર **પરાણે** "વેચાણખત" લાદવા માટે, ઘટાડેલી "કંગાલ" ફાળવણીઓ સ્વીકારવા ન માગતા કિસાનોની વિરુદ્ધ લશ્કરી સજાત્મક કદમો ઉઠાવવા માટે, ઝારશાહી સરકારે ઘણી જગ્યાઓએ લશ્કરી ટુકડીઓ મોકલી. ખેતગુલામીથી મુક્તિના

સમયે ઉમરાવોની સમિતિઓએ જેવી બેશરમ રીતે કિસાનોની લૂંટ ચલાવી હતી એમ તેઓ લશ્કરની મદદ વગર, પાશવતા અને ગોળીબાર વગર, કદી ન જ કરી શકી હોત. કિસાનોએ હંમેશાં યાદ રાખવું જોઈએ કે જમીનની માલિકી ધરાવતા ઉમરાવોની એ સમિતિઓએ તેમને કેવી રીતે છેતર્યા અને લૂંટયા હતા, કારણ કે આજે પણ કિસાનો સંબંધી નવા કાનૂનો ઘડવાનો સવાલ ઊભો થાય ત્યારે ઝારશાહી સરકાર હંમેશાં ઉમરાવો અથવા અમલદારોની સમિતિઓ નીમે છે. ઝારે તાજેતરમાં (૧૯૦૩ની ૨૬મી ફેબ્રુઆરીએ) જાહેર કરેલા ઘોષણાપત્રમાં કિસાનો સંબંધી કાનૂનોમાં ફેરતપાસણી અને સુધારા કરવાનું વચન આપ્યું છે. ફેરતપાસણી કોણ કરશે? સુધારા કોણ કરશે? વળી ઉમરાવો, વળી અમલદારો! કિસાનોની જિંદગીની હાલત સુધારવાનો ઉદ્દેશ ધરાવતી **કિસાન સમિતિઓની** સ્થાપના કિસાનો હાંસલ નહિ કરી લે ત્યાં સુધી કિસાનોને હંમેશાં છેતરવામાં આવશે. કિસાનોની ઉપર જમીનદારો, ગ્રામવિસ્તારોના અધિકારીઓ, અને તરેહવાર અમલદારોની દાદાગીરી ખતમ કરી નાખવાનો સમય પાકી ગયો છે! ગ્રામવિસ્તારના અધિકારી, પોલીસ ચીફ, અથવા ગવર્નર તરીકે ઓળખાતા દરેક દારૂડિયા ઉમરાવજાદાની કિસાનને કરવી પડતી તાબેદારી ખતમ કરી નાખવાનો સમય પાકી ગયો છે! કિસાનોએ માંગ ઉઠાવવી જોઈએ કે તેમને પોતાના મામલા **ખુદ** પતાવવાની, નવા કાનૂનોની વિચારણા તથા દરખાસ્ત તેમ જ અમલ **ખુદ** કરવાની, આઝાદી આપવામાં આવે. કિસાનોએ માંગ ઉઠાવવી જોઈએ કે મુક્ત અને ચૂંટાયેલી **કિસાન સમિતિઓ** સ્થાપવામાં આવે, અને તેઓ એ માંગ હાંસલ નહિ કરી લે ત્યાં સુધી ઉમરાવો તથા અમલદારો તેમને હંમેશાં છેતરતા અને લૂંટતા રહેશે. કિસાનો પોતાને અમલદારી જાળોથી ખુદ નહિ છોડાવે, એકતા સાધીને પોતાનું ભવિષ્ય **ખુદ પોતાના** હાથમાં નહિ લઈ લે, તો તેમને બીજું કોઈ છોડાવવાનું નથી.

સામાજિક-લોકશાહીવાદીઓ જમીનના માલિકીહક માટેની ચૂકવણીઓની, વેઠથી છુટકારાની સાંથની, તેમ જ બધી જાતના લાગાની તદ્દન અને તત્કાળ નાબૂદીની માંગ ઉઠાવે છે એટલું જ નહિ પરંતુ સાથે સાથે એવી માંગ પણ ઉઠાવે છે કે જમીનના માલિકીહક માટે લોકો પાસેથી વસૂલ કરવામાં આવેલા બધા પૈસા **લોકોને પરત કરવામાં આવે**. ઉમરાવોની સમિતિઓએ કિસાનોને ખેતગુલામીથી મુક્ત કર્યા ત્યાર પછી આખા રશિયામાં કિસાનોએ કરોડો રૂબલ ચૂકવ્યા છે. કિસાનોએ માંગ ઉઠાવવી જોઈએ કે એ બધા પૈસા તેમને પરત કરવામાં આવે. મોટી જાગીરો ધરાવતા ઉમરાવોની ઉપર સરકાર ખાસ કર લગાવે,

મઠોની અને રાજવંશની (ઝારના પરિવારની) જમીન છીનવી લેવામાં આવે, અને પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ એ નાણાંનો ઉપયોગ કિસાનોના લાભમાં કરે. કિસાન રશિયામાં જેટલો કચડાયેલો અને કંગાલ છે એટલો દુનિયામાં બીજે ક્યાંય નથી. લાખો કિસાનો રશિયામાં જેવી રીતે ભૂખમરાના ભયંકર મોતના ભોગ બને છે એવી રીતે બીજે ક્યાંય નથી બનતા. રશિયામાં કિસાનો ભૂખમરાથી મોતના ખપ્પરમાં હોમાઈ જવાની હાલતમાં સબડે છે કારણ કે લાંબા વખત પહેલાં ઉમરાવોની સમિતિઓએ તેમને લૂંટી લીધા હતા, અને સામંતી જમીનદારોના વારસદારોને દર વરસે જમીનના માલિકીહકની ચૂકવણીઓ તથા વેઠથી છુટકારાની સાંથના રૂપમાં નજરાણાં ભરવાની કિસાનોને આજ સુધી ફરજ પાડવામાં આવે છે. લૂંટારાઓને તેમના ગુનાઓની સજા મળવી જ જોઈએ! વિશાળ જાગીરો ધરાવતા ઉમરાવો પાસેથી નાણાં લઈ લેવામાં આવે, જેથી દુકાળના ભોગ બનેલા લોકોને અસરકારક રાહત પૂરી પાડી શકાય. ભૂખે મરતા કિસાનને દાનની જરૂર નથી, નજીવી ખેરાતની જરૂર નથી, તેણે માંગ ઉઠાવવી જોઈએ કે કિસાનોએ જમીનદારોને તથા રાજ્યને અનેક વરસો દરમિયાન ભરેલા પૈસા પરત કરવામાં આવે. તો જ પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ તથા કિસાન સમિતિઓ ભૂખે મરતા લોકોને ખરી અને અસરકારક મદદ આપી શકે.

વધુમાં. સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી માંગ ઉઠાવે છે કે સામુદાયિક જવાબદારીની પ્રથાને તેમ જ **કિસાનની જમીનના મુક્ત નિકાલમાં તેની ઉપર પ્રતિબંધ લગાવતા તમામ કાનૂનોને** તત્કાળ નાબૂદ કરી નાખવામાં આવે. ૧૯૦૩ની ૨૬મી ફેબ્રુઆરીના ઝારના ઘોષણાપત્રમાં સામુદાયિક જવાબદારીની નાબૂદીનું વચન આપવામાં આવ્યું છે. એ સંબંધી કાનૂન પાસ થઈ ચૂક્યો છે. પરંતુ એટલું પૂરતું નથી. કિસાનની જમીનના મુક્ત નિકાલમાં તેને અટકાવતા **તમામ કાનૂનો** સત્વર નાબૂદ કરી નાખવા જોઈએ, નહિતર સામુદાયિક પ્રથા વગર પણ કિસાન સાવ મુક્ત નહિ બને પણ અર્ધ-ખેતગુલામીની હાલતમાં રહેશે. કિસાનને પોતાની જમીનનો નિકાલ કરવાની, કોઈનીયે પરવાનગી માગ્યા વગર પોતાની મરજી મુજબ જમીન સાંથે આપવાની અથવા વેચવાની, **પૂરી આઝાદી** હોવી જોઈએ. ઝારનો આદેશ એવી આઝાદી નથી આપતો—અમીરઉમરાવો, વેપારીઓ, અને શહેરવાસીઓને પોતાની જમીનનો નિકાલ કરવાની આઝાદી છે પણ કિસાનને નથી. કિસાન જાણે નાનું બચ્ચું છે અને ગ્રામવિસ્તારના અધિકારીએ આયાની જેમ તેની સંભાળ રાખવાનું જરૂરી છે. કિસાનને પોતાની ફાળવણીની જમીન વેચવાની છૂટ ન આપવી જોઈએ કારણ

કે તે પૈસા વેડફી નાખે! સામંતી ઉમરાવો એવી દલીલ કરે છે, અને કિસાનનું ભલું ઇચ્છતા ભોળા માણસો એ દલીલ માની લઈને કહે છે કે કિસાનને પોતાની જમીન વેચવાની છૂટ ન આપવી જોઈએ. નરોદનીકો (તેમનો ઉલ્લેખ અમે કરી ચૂક્યા છીએ) પણ અને પોતાને "સમાજવાદી-ક્રાંતિકારીઓ" કહેવડાવતા માણસો પણ એવી દલીલ માની લઈને સંમત થઈ જાય છે કે કિસાનને તેની જમીન વેચવાની છૂટ આપવા કરતાં તે થોડોઘણો ખેતગુલામ રહે તો બહેતર છે.

સામાજિક-લોકશાહીવાદીઓ કહે છે—એ તો નર્યો દંભ છે, ઉમરાવશાહી વાતો છે, ખાલી મીઠા શબ્દો છે! જ્યારે આપણે સમાજવાદ હાંસલ કરી લઈશું, કામદાર વર્ગ બુઝ્ર્વાઝીને હરાવી દેશે, ત્યારે તમામ જમીન સૌની સહિયારી માલિકીની હશે અને **કોઈને** જમીન વેચવાનો હક **નહિ** હોય. પણ દરમિયાનમાં શું? ઉમરાવને અને વેપારીને જમીન વેચવાની છૂટ, પણ કિસાનને નહિ? ઉમરાવ અને વેપારી આઝાદી માણે પણ કિસાન અર્ધ-ખેતગુલામની હાલતમાં સબડતો રહે? કિસાનને સત્તાધિકારીઓ પાસેથી પરવાનગીની ભીખ માગવાનું ચાલુ રાખવું પડે?

આ બધું નરી છેતરપિંડી છે, મીઠા શબ્દોમાં છુપાવી રાખવામાં આવેલી પણ છેતરપિંડી જ છે.

ઉમરાવને અને વેપારીને જમીન વેચવાની છૂટ હોય ત્યાં સુધી કિસાનને પણ પોતાની જમીન વેચવાનો અને બરાબર ઉમરાવ તથા વેપારીની જેમ જ **સંપૂર્ણ આઝાદીથી** પોતાની જમીનનો નિકાલ કરવાનો **પૂરો હક** હોવો જ જોઈએ.

જ્યારે કામદાર વર્ગ સમગ્ર બુઝ્ર્વાઝીને પરાજિત કરી દેશે ત્યારે તે મોટા મિલકતદારોની જમીન લઈ લેશે અને મોટી જાગીરોમાં **સહકારી ખેતી** ચાલુ કરશે, જેથી કામદારો ભેગા મળીને સહિયારી ખેતી કરે અને ખેતરોની વ્યવસ્થા માટે મુક્ત રીતે પ્રતિનિધિઓની ચૂંટણી કરે. તેમની પાસે મહેનત બચાવવાનાં તરેહવાર મશીનો હશે અને તેઓ પાળીઓમાં દિવસના આઠ કલાકથી વધારે કામ નહિ કરે (અથવા છ કલાક જ કામ કરશે). ત્યારે જે નાના કિસાનો પુરાણી ઢબે વ્યક્તિગત ખેતી કરવાનું પસંદ કરશે તેઓ બજાર માટે નહિ, પહેલા ઘરાક માટે નહિ, પરંતુ કામદારોનાં સહકારી મંડળો માટે ઉત્પાદન કરશે. નાનો કિસાન કામદારોનાં સહકારી મંડળોને અનાજ, માંસ, શાકભાજી, વગેરે પૂરું પાડશે, અને બદલામાં કામદારો તેને વિના મૂલ્યે મશીનો, ઢોરઢાંખર, ખાતર, કપડાં, તથા બીજી બધી જરૂરી ચીજો પૂરી પાડશે. ત્યારે મોટા અને નાના ખેડૂત વચ્ચે પૈસા માટેનો સંઘર્ષ નહિ રહે, કોઈને રોજી ખાતર બીજાનું

કામ નહિ કરવું પડે, તમામ કામદારો પોતાને ખાતર જ કામ કરશે, ઉત્પાદનની રીતોમાં બધી સુધારણાઓ તથા બધાં મશીનોથી ખુદ કામદારોને જ લાભ થશે અને કામને આસાન બનાવવામાં તથા જીવનધોરણને સુધારવામાં મદદ મળશે.

પરંતુ દરેક સમજદાર માણસ જાણે છે કે સમાજવાદ તત્કાળ હાંસલ ન થઈ શકે. તેને માટે તો સમગ્ર બુર્ઝ્વાઝીની સામે તથા તમામ સરકારોની સામે ભીષણ સંઘર્ષ લડવો પડે, આખા રશિયામાં તમામ શહેરી કામદારોએ તમામ દેહાતી ગરીબો જોડે મક્કમ અને અતૂટ એકસંપી સાધી લેવી જોઈએ. એ ધ્યેય મહાન છે, અને આખી જિંદગી એ ધ્યેય માટે લગાવી દેવાનું ઉચિત છે. પરંતુ આપણે સમાજવાદ હાંસલ ન કરી લઈએ ત્યાં સુધી મોટો માલિક હંમેશાં નાના માલિકની સામે પૈસા ખાતર લડવાનો જ. મોટા જમીનદારને પોતાની જમીન વેચવાની છૂટ, અને નાના કિસાનને નહિ? અમે ફરી કહીએ છીએ — કિસાનો કંઈ નાનાં બચ્ચાં નથી, તેઓ કોઈની દાદાગીરી સાંખી નહિ લે. ઉમરાવો અને વેપારીઓ જે હકો ભોગવે છે **તે બધા હકો** કોઈ પણ જાતની મર્યાદાઓ વગર કિસાનોને પણ મળવા જ જોઈએ.

આમ પણ કહેવામાં આવે છે — કિસાનની જમીન તેની પોતાની નહિ પણ સહિયારી છે. દરેક માણસને સહિયારી જમીન વેચવાની છૂટ ન આપી શકાય. આ પણ છેતરપિંડી જ છે. ઉમરાવો અને વેપારીઓને પણ પોતાનાં મંડળો નથી? જમીન, કારખાનાં, અથવા બીજી કોઈ પણ વસ્તુની સહિયારી ખરીદી કરવાના ઈરાદે કંપનીઓ રચવા માટે ઉમરાવો અને વેપારીઓ ભેગા નથી મળી જતા? તો પછી, નાલાયક પોલીસ કિસાનપ્રજાની બાબતમાં જુસ્સાથી મર્યાદાઓ તથા મનાઈઓ ઘડી કાઢે છે પણ ઉમરાવોનાં મંડળોની બાબતમાં મર્યાદાઓ કેમ નથી ઘડી કાઢવામાં આવતી? કિસાનોને અમલદારો કનેથી મારપીટ, તફડંચી, અને દાદાગીરી ઉપરાંત કંઈ પણ સારું કદી નથી મળ્યું. કિસાનો પોતાના મામલા પોતાના હાથમાં નહિ લઈ લે, અધિકારોની સંપૂર્ણ સમાનતા અને સંપૂર્ણ આઝાદી હાંસલ નહિ કરી લે, ત્યાં સુધી તેમને કંઈ પણ સારું કદી નહિ જ મળે. કિસાનો પોતાની જમીન સહિયારી રાખવા માગે તો તેમના મામલાઓમાં દખલગીરી કરવાની હિંમત કોઈ નહિ કરી શકે, અને તેઓ પોતાની મરજીથી મંડળની રચના કરશે જેમાં પોતાની મરજી પડે તેને અને પોતાની મરજી મુજબની શરતોએ સામેલ કરશે. તેઓ તદ્દન મુક્ત રીતે પોતાની મરજી મુજબ સહિયારું કરારનામું ઘડી કાઢશે. અને કોઈ પણ અમલદાર કિસાનોના સહિયારા મામલાઓમાં દખલગીરી કરવાની હિંમત ના કરે. કોઈ પણ માણસ કિસાનોની

ઉપર ચાલાકીઓ અજમાવીને તેમની બાબતમાં મર્યાદાઓ તથા મનાઈઓ ઉપજાવી કાઢવાની હિંમત ના કરે.

છેલ્લે—સામાજિક-લોકશાહીવાદીઓ કિસાનો માટે બીજી એક મહત્ત્વની સુધારણા હાંસલ કરવાની જહેમતો કરે છે. કિસાનો ઉમરાવોની જે ગુલામીમાં જકડાયેલા છે, જે ખેતગુલામીથી બંધાયેલા છે, તેની ઉપર સામાજિક-લોકશાહીવાદીઓ મર્યાદાઓ લગાવવા માગે છે. ગરીબી કાયમ રહે ત્યાં સુધી ગુલામી તદ્દન નાબૂદ તો બેશક ન જ થઈ શકે, અને જમીન તથા કારખાનાં બુર્ઝ્વાઝીના હાથમાં હોય ત્યાં સુધી, **સમાજવાદી સમાજ** સ્થાપવામાં ન આવે ત્યાં સુધી, ગરીબી નાબૂદ ન થઈ શકે. પરંતુ રશિયન ગામોમાં ખાસ અધમ પ્રકારની ઘણી ગુલામી હજુ કાયમ છે જે બીજા દેશોમાં હયાત નથી, જોકે ત્યાં સમાજવાદની સ્થાપના હજુ નથી થઈ. રશિયામાં **ખેતગુલામીનાં** ઘણાં **બંધનો** હજુ કાયમ છે જે તમામ જમીનદારોને લાભદાયક છે, કિસાનોને માથે ભારે બોજો બની રહેલાં છે, સત્વર નાબૂદ થઈ શકે એમ છે, અને સૌપ્રથમ તેને તત્કાળ નાબૂદ કરી નાખવાં જોઈએ.

અમે ખુલાસો કરીએ કે કેવા પ્રકારની ગુલામીને અમે ખેતગુલામીનું બંધન કહીએ છીએ.

નીચે મુજબના દાખલા ગામમાં વસતા દરેક માણસની જાણમાં હોય છે. જમીનદારની જમીન કિસાનની જમીનની જોડાજોડ છે. મુક્તિના સમયે કિસાનો માટે અનિવાર્ય રૂપે જરૂરી જમીન કિસાનોને હસ્તક નહોતી આપવામાં આવી—ચરાણો, જંગલો, જળાશયો, વગેરે અલગ કરી નાખવામાં આવ્યું હતું. એવી અલગ કરી નાખવામાં આવેલી જમીન વગર, ચરાણો અને જળાશયો વગર, કિસાનોનું કામ ચાલી શકે નહિ. કિસાનોને ગમે કે ન ગમે તોપણ પોતાનાં ઢોરને પાણી પાવા, ચરાવવા, વગેરેની પરવાનગી માટે તેમને જમીનદારો પાસે જવું જ પડે. જમીનદાર પોતે કશી જમીનમાં ખેતી નથી કરતો અને તેની પાસે કદાચ મુદ્દલ પૈસા નથી. એ તો કિસાનોને બંધનમાં જકડી રાખીને જ જિંદગીની મોજ માણે છે. અલગ કરી નાખવામાં આવેલી જમીનના ઉપયોગના બદલામાં કિસાનો તેનું કામ મફત કરી આપે છે, પોતાના ઘોડા વડે તેની જમીન ખેડી આપે છે, તેનો પાક લણી આપે છે, તેનું ખડ વાઢી આપે છે, તેનું અનાજ ઝૂડી આપે છે, અને કેટલીક જગ્યાઓએ તો કિસાનોને પોતાનું ખાતર જમીનદારનાં ખેતરોમાં પહોંચાડવું પડે છે તથા હાથવણાટના કાપડનું તેમ જ

ઈંડાં તથા મરઘાંનું નજરાણું જમીનદારની તહેનાતમાં ધરવું પડે છે. બરાબર ખેતગુલામી જેવી જ હાલત! ખેતગુલામીની પ્રથામાં કિસાનો જે જમીનદારની જાગીરમાં વસતા હોય તેનું કામ તેમને મફત કરી આપવું પડતું, અને હવે, ઉમરાવોની સમિતિઓએ મુક્તિના સમયે તેમની પાસેથી તફડાવી લીધી હતી એ જ જમીનના ઉપયોગના બદલામાં તેમને ઘણી વાર જમીનદારનું કામ મફત કરી આપવું પડે છે. આ તો બરાબર વેઠની પ્રથા જેવું જ છે. કેટલાક ગુબેર્નિયાઓમાં ખુદ કિસાનો આ પ્રથાને બાર્શચિના અથવા પાન્શચિના કહે છે. અમે તેને જ ખેતગુલામીનાં બંધનો કહીએ છીએ. ખેતગુલામીથી મુક્તિના સમયે જમીનના માલિક ઉમરાવોએ જાણી જોઈને એવી ગોઠવણ કરી કે કિસાનોને પુરાણી રીતે ગુલામીમાં જકડી રાખી શકાય. તેમણે જાણી જોઈને કિસાનોની જમીનની ફાળવણીઓમાં કાપકૂપ કરી, કિસાનોની જમીનની વચ્ચે જમીનદારની જમીન રાખી દીધી જેથી કિસાન પારકી જમીનમાં દાખલ થયા વગર પોતાનાં મરઘાંને છૂટાં પણ ન મૂકી શકે. તેમણે કિસાનોને જાણી જોઈને હલકી કોટિની જમીનમાં ખસેડી દીધા, જાણી જોઈને જળાશયોનો માર્ગ વચમાં જમીનદારની જમીન રાખીને બંધ કરી દીધો—ટૂંકમાં તેમણે એવી ગોઠવણ કરી કે કિસાનો જાળમાં સપડાઈ જાય અને અગાઉની જેમ જ તેમને જકડી લઈ શકાય. હજુ અસંખ્ય એવાં ગામો છે કે જ્યાં કિસાનો ખેતગુલામીની પ્રથાની જેમ જ નજીકના જમીનદારોની પકડમાં જકડાયેલા છે. એવાં ગામોમાં ધનવાન ખેડૂતો તેમ જ ગરીબ કિસાનોના હાથપગ જમીનદારોની પકડમાં જકડાયેલા છે, અને તેઓ જમીનદારોની મરજીના તાબેદાર છે. એવા સંજોગોમાં ગરીબ કિસાનોની હાલત ધનવાન ખેડૂતો કરતાં બદતર હોય છે. ધનવાન ખેડૂત પાસે ક્યારેક પોતાની માલિકીની થોડીક જમીન હોય છે અને જમીનદારનું કામ કરવા માટે તે ખુદ જવાને બદલે પોતાના મજૂરને મોકલે છે, પણ ગરીબ કિસાન પાસે તો કશો ઉપાય જ નથી હોતો, અને જમીનદાર તેની જોડે મરજી પડે એવું વર્તન કરે છે. એવી ગુલામીમાં ગરીબ કિસાનને ઘણી વાર તો શ્વાસ લેવા માટે એક પળનીયે રાહત નથી મળતી, તેને પોતાના જમીનદારનું કામ કરવાનું હોવાથી તે બીજે ક્યાંય કામ કરવા જઈ શકતો નથી, તમામ દેહાતી ગરીબો અને શહેરી કામદારોની જોડે મુક્ત રીતે એક સંગઠનમાં, એક પાર્ટીમાં, એકતા સાધવાનો તે વિચાર પણ નથી કરી શકતો.

તો પછી, એવી ગુલામીને એકદમ, સત્વર, તત્કાળ, નાબૂદ કરી નાખવાના શું કોઈ ઉપાય નથી? સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી એ દિશામાં કિસાનો સમક્ષ

બે ઉપાયો રજૂ કરે છે. પરંતુ અમે ફરી વાર કહીશું કે તમામ ગરીબોને માત્ર સમાજવાદ જ દરેક પ્રકારની ગુલામીથી છુટકારો અપાવી શકે, કારણ કે જ્યાં સુધી અમીરોના હાથમાં સત્તા હશે ત્યાં સુધી તેઓ એક યા બીજી રીતે ગરીબોની ઉપર જુલમ કરવાના જ. તમામ ગુલામીને એકદમ નાબૂદ કરી નાખવાનું અશક્ય છે, પરંતુ ગુલામીના અત્યંત અધમ અને અત્યંત ઘૃણાસ્પદ રૂપને, ગરીબ તથા મધ્યમ કિસાનો તેમ જ ધનવાન ખેડૂતોને માથે પણ ભારે બોજો બની રહેલા ખેતગુલામીના બંધનને, મોટા પ્રમાણમાં અંકુશમાં આણવાનું શક્ય છે. કિસાનો માટે તાત્કાલિક રાહત મેળવવાનું શક્ય છે.

એ દિશામાં બે ઉપાયો છે.

પહેલો ઉપાય — ખેતમજૂરોના તથા ગરીબ કિસાનોના તેમ જ ધનવાન ખેડૂતોના તથા જમીનદારોના પ્રતિનિધિઓની બનેલી મુક્ત રીતે ચૂંટાયેલી અદાલતો.

બીજો ઉપાય — મુક્ત રીતે ચૂંટાયેલી **કિસાન સમિતિઓ.** આ કિસાન સમિતિઓને વેઠ નાબૂદ કરી નાખવા માટે, ખેતગુલામીના અવશેષોને ખતમ કરી નાખવા માટે, ચર્ચાવિચારણા કરવાનો તથા દરેક જાતનાં કદમો અપનાવવાનો અધિકાર હોવો જોઈએ એટલું જ નહિ, પરંતુ **અલગ પાડી નાખવામાં આવેલી જમીન કબજે લઈને પાછી કિસાનોને સુપરત કરી દેવાનો** અધિકાર પણ હોવો જોઈએ.

હવે આપણે આ બે ઉપાયોની થોડીક વધારે વિગતવાર વિચારણા કરીએ. મુક્ત રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓની અદાલતો ગુલામીની વિરુદ્ધ કિસાનોની ફરિયાદોમાંથી ઉદ્‌ભવતા તમામ મુકદ્‌માઓ ચલાવશે. જમીનદારે કિસાનોની ગરીબીનો લાભ ઉઠાવીને જમીનની સાંથ વધારે પડતી ઊંચી નક્કી કરી હોય તો સાંથ ઘટાડવાનો અધિકાર એવી અદાલતોને હશે. બેહદ આકરી ચૂકવણીઓથી કિસાનોને છુટકારો અપાવવાનો અધિકાર એવી અદાલતોને હશે. કોઈ જમીનદાર ઉનાળાના કામ માટે કિસાનને શિયાળામાં અતિશય ઓછા મહેનતાણે કામે રાખે તો અદાલત એવા મામલામાં ઈનસાફ કરીને વાજબી મહેનતાણું નક્કી કરશે. આવી અદાલતો બેશક અમલદારોની નહિ પરંતુ મુક્ત રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી હોવી જોઈએ, અને ખેતમજૂરો તથા દેહાતી ગરીબોએ પણ પોતાના પ્રતિનિધિઓ અચૂક ચૂંટવા જ જોઈએ. તેમના પ્રતિનિધિઓની સંખ્યા ધનવાન ખેડૂતો તથા જમીનદારોએ ચૂંટેલા પ્રતિનિધિઓની સંખ્યાથી ઓછી કોઈ કાળે ન જ હોવી જોઈએ. એવી અદાલતો કામદારો અને માલિકો

વચ્ચેના ઝઘડાઓના ફેંસલા પણ કરશે. એવી અદાલતો કાયમ થશે ત્યારે કામદારો અને તમામ દેહાતી ગરીબો માટે પોતાના અધિકારોની રક્ષા કરવાનું, એકતા સાધવાનું, અને ગરીબો તથા કામદારોની હિમાયત વફાદારીથી કરવા અંગે કયા લોકોની ઉપર વિશ્વાસ રાખી શકાય તે ચોક્કસ રૂપે જાણી લેવાનું આસાન બની જશે.

બીજો ઉપાય એથી વધારે મહત્ત્વનો છે. એ છે—ખેતમજૂરો તથા ગરીબોના તેમ જ મધ્યમ કિસાનો તથા ધનવાન ખેડૂતોના ચૂંટાયેલા પ્રતિનિધિઓની મુક્ત **કિસાન સમિતિઓની** દરેક ઉયે્દમાં સ્થાપના (અથવા, કિસાનોને યોગ્ય લાગે તો તેઓ દરેક ઉયે્દમાં કેટલીય સમિતિઓની ચૂંટણી કરે, દરેક વોલોસ્તમાં અને દરેક મોટા ગામમાં કિસાન સમિતિ સ્થાપવાનું પણ તેઓ કદાચ પસંદ કરે). કિસાનો કેવી ગુલામીમાં સબડે છે એ ખુદ તેમનાથી બહેતર બીજું કોઈ નથી જાણતું. કિસાનોને આજ સુધી ગુલામીમાં જકડી રાખનારા જમીનદારોને ઉઘાડા પાડવાનું કામ ખુદ કિસાનોથી બહેતર બીજું કોઈ નહિ કરી શકે. કિસાન સમિતિઓ ફેંસલા કરશે કે અલગ પાડી નાખવામાં આવેલી કઈ કઈ જમીન, કયાં કયાં બીડ તથા ચરાણો, વગેરે કિસાનો પાસેથી ગેરઈનસાફી રીતે તફડાવી લેવામાં આવ્યું હતું. એ સમિતિઓ ફેંસલા કરશે કે એવી જમીન વિના વળતરે જપ્ત કરી લેવામાં આવે કે એવી જમીન જેમણે ખરીદી હોય તેમને મોટા ઉમરાવોના ભોગે વળતર આપવામાં આવે. જમીનના માલિક ઉમરાવોની ઘણીબધી સમિતિઓએ કિસાનોને જે જાળમાં સપડાવી દીધા હતા તેમાંથી છુટકારો તો કિસાન સમિતિઓ કિસાનોને અપાવશે જ. કિસાન સમિતિઓ કિસાનોને અમલદારોની દખલગીરીથી મુક્ત કરી દેશે. સમિતિઓ બતાવી આપશે કે કિસાનો પોતાના મામલા ખુદ સંભાળવા માગે છે અને સંભાળી શકે છે. કિસાનોને તેમની જરૂરિયાતો અંગે આપસમાં સમજૂતી કરી લેવામાં તેમ જ દેહાતી ગરીબોનું તથા શહેરી કામદારો જોડે એકસંપીનું ખરેખર સમર્થન કરી શકે એવા માણસોને ઓળખી લેવામાં સમિતિઓ કિસાનોને મદદ કરશે. દૂરવર્તી ગામોમાં પણ કિસાનો માટે પોતાના પગના આધારે ખડા થવાનું અને પોતાનું ભાવિ પોતાના જ હાથમાં લઈ લેવાનું શક્ય બનાવવાની દિશામાં કિસાન સમિતિઓ **પહેલું કદમ** બની રહેશે.

એટલે જ સામાજિક-લોકશાહીવાદી કામદારો કિસાનોને ચેતવણી આપે છે કે—

**ઉમરાવોની કોઈ પણ સમિતિઓમાં અથવા અમલદારોના કોઈ પણ પંચમાં મુદ્દલ વિશ્વાસ ન રાખશો.**

**પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદની માંગ ઉઠાવો.**

**કિસાન સમિતિઓ સ્થાપવાની માંગ ઉઠાવો.**

**દરેક જાતની પત્રિકાઓ તથા અખબારોના પ્રકાશનની સંપૂર્ણ આઝાદીની માંગ ઉઠાવો.**

પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદમાં, કિસાન સમિતિઓમાં, અને અખબારોમાં પોતાના વિચારો તથા મંછાઓને મુક્ત રીતે તથા નીડરતાથી વ્યક્ત કરવાનો અધિકાર સૌને હાંસલ થશે ત્યારે થોડા વખતમાં જ ખબર પડી જશે કે કોણ કામદાર વર્ગના પક્ષે છે અને કોણ બુઝ્ર્વાઝીના પક્ષે છે. આજે જનતાની ભારે બહુસંખ્યા એ બાબતો અંગે મુદ્દલ વિચાર જ નથી કરતી. કેટલાક લોકો પોતાના ખરા વિચારો છુપાવી રાખે છે, કેટલાક લોકોનાં મનમાં વિચારો સ્પષ્ટ જ નથી હોતા, અને કેટલાક લોકો જાણી જોઈને જૂઠું બોલે છે. પરંતુ આ અધિકાર હાંસલ થઈ જશે ત્યારે સૌ એ બાબતો વિશે વિચારવાનું શરૂ કરી દેશે, કશું છુપાવવાનું કોઈ કારણ નહિ રહે, અને બધું સ્પષ્ટ થઈ જશે. અમે કહી ચૂક્યા છીએ કે બુઝ્ર્વાઝી ધનવાન ખેડૂતોને પોતાને પક્ષે ખેંચશે. ખેતગુલામીના બંધનને નાબૂદ કરી નાખવામાં આપણે જેટલા વધારે જલદી તથા જેટલા વધારે પૂર્ણ રૂપે સફળ થઈશું અને જેટલી વધારે ખરી આઝાદી કિસાનો હાંસલ કરી લેશે, એટલા પ્રમાણમાં વધારે જલદી દેહાતી ગરીબો આપસમાં એકતા સાધી લેશે, અને એટલા પ્રમાણમાં વધારે જલદી ધનવાન ખેડૂતો સમગ્ર બુઝ્ર્વાઝી જોડે એકતા સાધી લેશે. તેઓ ભલે એકતા સાધી લેતા—એથી ધનવાન ખેડૂતો મજબૂત બનશે તેની પૂરી ખબર હોવા છતાં આપણને એ બાબતની બીક નથી. પરંતુ આપણે પણ એકતા સાધી લઈશું, અને **આપણી એકસંપી,** દેહાતી ગરીબો અને શહેરી કામદારોની એકસંપી, ઘણા વધારે લોકોને આવરી લેશે. એ તો લાખોની એકસંપીની સામે કરોડોની એકસંપી હશે. આપણે એ પણ જાણીએ છીએ કે બુઝ્ર્વાઝી મધ્યમ કિસાનોને તથા નાના કિસાનોને પણ પોતાને પક્ષે ખેંચવાની કોશિશ (એવી કોશિશ શરૂ થઈ ચૂકી છે!) કરશે; તેમને છેતરવાની, લલચાવવાની, તથા તેમની અંદર વિખવાદ પેદા કરવાની કોશિશ કરશે; અને તેમાંના દરેકને ધનવાનોની હરોળમાં પહોંચાડી દેવાનું વચન આપશે. આપણે જોઈ ચૂક્યા છીએ કે મધ્યમ કિસાનને લલચાવવા માટે બુઝ્ર્વાઝી કેવી તરકીબો તથા છેતરપિંડી અજમાવે છે. એટલે આપણે પહેલેથી જ દેહાતી

ગરીબોની આંખો ખોલી નાખવી જોઈએ, અને સમગ્ર બુઝ્ર્વાઝીની સામે શહેરી કામદારો જોડેની તેમની અલગ એકસંપીને અગાઉથી જ મજબૂત બનાવી લેવી જોઈએ.

દરેક ગામવાસી કાળજીથી આસપાસ નજર ફેરવી જુએ. ધનવાન ખેડૂતોને ઉમરાવોની વિરુદ્ધ, જમીનદારોની વિરુદ્ધ, બોલતા કેટલી બધી વાર સાંભળીએ છીએ! લોકોને વેઠવા પડતા જુલમની કેવી ફરિયાદ તેઓ કરતા રહે છે! અથવા જમીનદારોની જમીન નકામી પડી હોવાની ફરિયાદ કરતા રહે છે! કિસાનો જમીન કબજે કરી લે તો બહુ સારું, એવી વાતો કરવાનું (ખાનગી વાતચીતમાં) તેમને કેટલું ગમે છે!

ધનવાન ખેડૂતોની વાતો આપણે સાચી માની લેવી જોઈએ? ના. તેમને જમીન જનતા માટે નથી જોઈતી, ખુદ પોતાને માટે જોઈએ છે. તેઓ સીધી ખરીદી મારફત અથવા સાંથે રાખીને ઘણીબધી જમીન કબજે કરી ચૂક્યા છે, પરંતુ તેમને હજુ સંતોપ નથી. **એટલે, જમીનદારોની વિરુદ્ધ દેહાતી ગરીબોને ધનવાન ખેડૂતોના સંગાથમાં કૂચ લાંબો વખત નહિ કરવી પડે.** માત્ર પહેલું કદમ તેમના સંગાથમાં ઉઠાવવું પડશે, અને પછી તેમનો માર્ગ અલગ પડી જશે.

**એટલે જ, આપણે એ પહેલા કદમને બાકીનાં કદમોથી, અને આપણા આખરી તથા અત્યંત મહત્ત્વના કદમથી, સાફ સાફ અલગ તારવી લેવું જોઈએ.** ગ્રામવિસ્તારોમાં પહેલું કદમ કિસાનની સંપૂર્ણ મુક્તિનું હશે, કિસાન માટે પૂરા અધિકારોનું હશે, અને અલગ પાડી નાખવામાં આવેલી જમીન પાછી મેળવવાના ઉદ્દેશે કિસાન સમિતિઓની સ્થાપનાનું હશે. પરંતુ આપણું આખરી કદમ શહેરોમાં તેમ જ ગ્રામવિસ્તારોમાં એકસરખું હશે—**આપણે જમીનદારો તથા બુઝ્ર્વાઝીના હાથમાંથી બધી જમીન તથા તમામ કારખાનાં કબજે કરી લઈશું અને સમાજવાદી સમાજની સ્થાપના કરીશું.** આપણા પહેલા અને આખરી કદમોની વચ્ચેના ગાળામાં આપણે ભારે સંઘર્ષ લડવો પડશે, **અને જે કોઈ પહેલા અને આખરી કદમની બાબતમાં ગોટાળો કરે છે તે એ સંઘર્ષને કમજોર બનાવી દે છે તથા દેહાતી ગરીબોને છેતરવામાં જાણ્યે અજાણ્યે મદદ કરે છે.**

દેહાતી ગરીબો પહેલું કદમ તમામ ગરીબોની સાથે મળીને ઉઠાવશે. કેટલાક કુલકો કદાચ અળગા રહેશે. એકસોમાંથી કદાચ એક કિસાન ગમે તેવી ગુલામી સહન કરી લેવા તૈયાર હોય. પરંતુ કિસાનોની ભારે મોટી બહુસંખ્યા હજુ એકીસાથે આગેકૂચ કરશે—તમામ કિસાનો સમાન અધિકારો હાંસલ કરવા માગે છે. જમીનદારોની ગુલામી દરેકના હાથપગ જકડી રાખે છે. પરંતુ

આખરી કદમ તમામ કિસાનો ભેગા મળીને કદી નહિ ઉઠાવે — એ વખતે તો બધા ધનવાન ખેડૂતો ખેતમજૂરોની વિરુદ્ધ ખડા થઈ જશે. એ વખતે તો આપણને દેહાતી ગરીબો **અને શહેરી સામાજિક-લોકશાહીવાદી કામદારોની** સંગીન એકસંપીની જરૂર પડશે. જે કોઈ માણસ કિસાનોને જણાવે છે કે પહેલું અને આખરી કદમ એકીવખતે ઉઠાવી શકાશે, તે કિસાનોને છેતરે છે. ખુદ કિસાનોની અંદર ચાલી રહેલા મહાન સંઘર્ષને, દેહાતી ગરીબો અને ધનવાન ખેડૂતો વચ્ચેના મહાન સંઘર્ષને, તે ભૂલી જાય છે.

એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ કિસાનોને **તત્કાળ** દૂધની નદીઓ અને મધનાં સરોવરોનું વચન નથી આપતા. એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ સૌપ્રથમ તો સંઘર્ષ માટે, સમગ્ર બુઝ્ર્વાઝીની સામે સમગ્ર કામદાર વર્ગના મહાન રાષ્ટ્રવ્યાપી સંઘર્ષ માટે, સંપૂર્ણ આઝાદીની માંગ ઉઠાવે છે. એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ **નાનકડું પરંતુ પાકું પહેલું કદમ** ઉઠાવવાની સલાહ આપે છે.

કેટલાક લોકો ધારે છે કે ગુલામીને મર્યાદિત કરવાના તથા અલગ પાડી નાખવામાં આવેલી જમીન પાછી હાંસલ કરવાના ઉદ્દેશે કિસાન સમિતિઓ સ્થાપવાની માંગ એક જાતની વાડ કે અવરોધ છે, જાણે કેમ અમે કહેવા માગતા હોઈએ કે થંભી જાઓ, એક ડગલું પણ આગળ ભરશો નહિ! એવા લોકોએ સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ વિશે અપૂરતો વિચાર કર્યો છે. ગુલામીને મર્યાદિત કરવાના તથા અલગ પાડી નાખવામાં આવેલી જમીન પાછી હાંસલ કરવાના ઉદ્દેશે કિસાન સમિતિઓ સ્થાપવાની માંગ અવરોધ નથી. એ તો **બારણું** છે. **આગળ ધપવા માટે,** પહોળા અને ખુલ્લા માર્ગે **છેક અંત સુધી** આગેકૂચ કરવા માટે, રશિયામાં તમામ કામગાર લોકોની સંપૂર્ણ મુક્તિ સુધી આગેકૂચ કરવા માટે, આપણે પહેલાં એ બારણું પાર કરવાનું છે. કિસાનો એ બારણું પાર નહિ કરે ત્યાં સુધી અજ્ઞાન અને ગુલામીમાં, પૂરા અધિકારો વગર, સંપૂર્ણ અને ખરી આઝાદી વગર, સબડતા રહેશે; તેઓ આપસમાં એટલું પણ ચોક્કસ રૂપે નક્કી નહિ કરી શકે કે કોણ કામગાર માણસનો દોસ્ત છે અને કોણ દુશ્મન. એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ એ બારણા તરફ આંગળી ચીંધીને કહે છે કે તમામ લોકોએ ભેગા મળીને પહેલાં તો એ બારણું તોડી નાખવું જોઈએ. પરંતુ એવા લોકો પણ છે કે જે પોતાને નરોદનીકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ કહેવડાવે છે, કિસાનનું ભલું પણ ઇચ્છે છે, બરાડા પાડે છે તથા શોર મચાવે છે, હાથપગ હલાવે છે તથા કિસાનને મદદ કરવા માગે છે, પણ **એ બારણું**

**જોઈ શકતા નથી!** એ લોકો એવા આંધળા છે કે આમ પણ કહી શકે છે— કિસાનને પોતાની જમીનનો મુક્ત રીતે નિકાલ કરવાનો અધિકાર આપવાની કશી જરૂર નથી! તેઓ કિસાનનું ભલું ઇચ્છે છે, પરંતુ ક્યારેક બરાબર સામંતી ઉમરાવો જેવી જ દલીલ કરે છે! એવા દોસ્તો બહુ ઓછી મદદ કરી શકે. તોડીને ભોંયભેગું કરી નાખવાનું પહેલું જ બારણું તેઓ સાફ જોઈ ન શકતા હોય તો કિસાનનું ભલું ઇચ્છવાથી શો ફાયદો? કેવળ શહેરોમાં જ નહિ પરંતુ ગ્રામવિસ્તારોમાં પણ, કેવળ જમીનદારોની વિરુદ્ધ જ નહિ પરંતુ **ગ્રામસમાજમાં, "મિર"માં, ધનવાન ખેડૂતોની વિરુદ્ધ** પણ, સમાજવાદના મુક્ત લોકસંઘર્ષનો માર્ગ કેવી રીતે અપનાવવો તે સમજાતું ન હોય તો સમાજવાદની મંછા રાખવાથી શો ફાયદો?

એટલે જ સામાજિક-લોકશાહીવાદીઓ એ પહેલા અને સૌથી નજીકના બારણા તરફ આટલા આગ્રહપૂર્વક આંગળી ચીંધે છે. આ તબક્કે, પુષ્કળ શુભ કામનાઓ વ્યક્ત કરવાનું કાર્ય જરાય મુશ્કેલ નથી, પણ ખરો માર્ગ બતાવવાનું કાર્ય, **પહેલવહેલું કદમ કેવી રીતે ઉઠાવવું** તે સાફ સમજવાનું કાર્ય, મુશ્કેલ છે. રશિયન કિસાન ગુલામીના બોજાથી કચડાયેલો હોવા વિશે અને અર્ધ-ખેતગુલામીની હાલતમાં સબડતો હોવા વિશે, કિસાનના બધા મિત્રો છેલ્લાં ચાળીસ વરસથી વાતો કરતા અને લખતા રહ્યા છે. રશિયામાં સામાજિક-લોકશાહીવાદીઓ અસ્તિત્વમાં આવ્યા તેથી લાંબા વખત પહેલાં કિસાનના મિત્રોએ પુસ્તકો લખીને વર્ણન કર્યું હતું કે અલગ પાડી નાખવામાં આવેલી જુદી જુદી જમીનના આધારે જમીનદારો કિસાનને કેવી શરમજનક રીતે લૂંટતા અને ગુલામીમાં જકડી રાખતા રહ્યા છે. તમામ ઈમાનદાર લોકો હવે સમજે છે કે કિસાનને એકદમ, સત્વર, મદદ કરવી જોઈએ, તેને ગુલામીની હાલતમાં કંઈ નહિ તો થોડીક રાહત તો મળવી જ જોઈએ, આપણી પોલીસ સરકારના અમલદારો સુદ્ધાં એ સંબંધી ઉલ્લેખો શરૂ કરી રહ્યા છે. આખો સવાલ આવો છે— **તેનો આરંભ કેવી રીતે કરવો, પહેલું કદમ કેવી રીતે ઉઠાવવું**, કયું બારણું પહેલાં તોડી નાખવું?

આ સવાલનો વિવિધ લોકો (જેમાં કિસાનનું ભલું ઇચ્છતા માણસો સામેલ છે) બે જુદા જુદા જવાબ આપે છે. દરેક દેહાતી પ્રોલિટેરિયને એ બે જવાબને બને એટલી સ્પષ્ટ રીતે સમજવાની અને તેને વિશે ચોક્કસ તથા મક્કમ મંતવ્ય ધરાવવાની કોશિશ કરવી જોઈએ. એક જવાબ નરોદનીકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ તરફથી આપવામાં આવે છે. તેઓ કહે છે કે પ્રથમ કાર્ય કિસાનોની

અંદર તરેહવાર મંડળોનો (સહકારી સંસ્થાઓનો) વિકાસ સાધવાનું છે. મિરની એકતાને મજબૂત બનાવવી જોઈએ. દરેક કિસાનને પોતાની જમીનનો મુક્ત રીતે નિકાલ કરવાનો અધિકાર ન આપવો જોઈએ. ગ્રામસમાજના, મિરના, અધિકારોને વિસ્તારવામાં આવે, અને રશિયામાં તમામ જમીનને ધીરે ધીરે ગ્રામસમાજની જમીન બનાવી દેવામાં આવે. કિસાનોને જમીન ખરીદવામાં પૂરી મદદ કરવી જોઈએ, જેથી જમીન વધારે સહેલાઈથી મૂડીના કબજામાંથી શ્રમને હસ્તક પહોંચી જાય.

બીજો જવાબ સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી આપવામાં આવે છે. ઉમરાવો અને વેપારીઓ જે અધિકારો ધરાવે છે તે બધા અધિકારો, એક પણ અપવાદ સિવાય, કિસાને સૌપ્રથમ હાંસલ કરી લેવા જોઈએ. કિસાનને પોતાની જમીનનો મુક્ત રીતે નિકાલ કરવાનો પૂરો અધિકાર હોવો જોઈએ. ગુલામીનાં અત્યંત ઘૃણાસ્પદ રૂપોને નાબૂદ કરી નાખવા માટે, અલગ પાડી નાખવામાં આવેલી બધી જમીન પાછી હાંસલ કરવાના ઉદ્દેશે કિસાન સમિતિઓની સ્થાપના કરવી જોઈએ. આપણને મિરની એકતાની જરૂર નથી પણ આખા રશિયામાં નિરાળાં સંગઠનોમાં દેહાતી ગરીબોની એકતાની જરૂર છે, શહેરી પ્રોલિટેરિયનોની જોડે દેહાતી પ્રોલિટેરિયનોની એકતાની જરૂર છે. ભાતભાતનાં મંડળો (સહકારી સંસ્થાઓ) તથા જમીનની ગ્રામસમાજી ખરીદી હંમેશાં ધનવાન ખેડૂતોને જ સૌથી વધારે ફાયદો કરશે, અને હંમેશાં મધ્યમ કિસાનોને છેતરવાની કામગીરી બજાવશે.

રશિયન સરકાર સમજે છે કે કિસાનોને થોડીક રાહત આપવી જ પડશે, પણ તે નજીવાં કદમો ઉઠાવીને છટકી જવા માગે છે, બધું અમલદારો મારફત કરાવવા માગે છે. કિસાનોએ સાવચેત રહેવું જોઈએ કારણ કે અમલદારોનાં પંચો તેમને ઉમરાવોની સમિતિઓની જેમ જ છેતરશે. કિસાનોએ મુક્ત કિસાન સમિતિઓની ચૂંટણીની માંગ ઉઠાવવી જોઈએ. મહત્ત્વની વાત તો એ છે કે અમલદારો પાસેથી સુધારણાની અપેક્ષા ન રાખવી પરંતુ કિસાનોએ પોતાનું ભાવિ પોતાના હાથમાં લઈ લેવું. આપણે પહેલાં એક જ કદમ ઉઠાવીએ, પહેલાં તો ગુલામીનાં માત્ર અધમ રૂપોને જ નાબૂદ કરી નાખીએ, જેથી કિસાનો પોતાની તાકાત વિશે સભાન બને, જેથી તેઓ મુક્ત રીતે સામાન્ય સમજૂતી કરી લે અને એકતા સાધી લે! કોઈ ઈમાનદાર માણસ ઈનકાર નહિ કરી શકે કે અલગ પાડી નાખવામાં આવેલી જમીનો ઘણી વાર અત્યંત અત્યાચારી ખેતગુલામીનાં સાધનોની કામગીરી બજાવે છે. કોઈ ઈમાનદાર માણસ

ઈનકાર નહિ કરી શકે કે અમારી માંગ પ્રાથમિક અને તદ્દન વાજબી માંગ છે — ખેતગુલામીનાં તમામ બંધનોને નાબૂદ કરી નાખવાના ઉદ્દેશે કિસાનો અમલદારોની દખલગીરી વગર મુક્ત રીતે **પોતાની આગવી** સમિતિઓની ચૂંટણી કરે.

મુક્ત કિસાન સમિતિઓમાં (તેમ જ મુક્ત અખિલ રશિયન પ્રતિનિધિ પરિષદમાં) સામાજિક-લોકશાહીવાદીઓ શહેરી પ્રોલિટેરિયનોની જોડે દેહાતી પ્રોલિટેરિયનોની એકસંપીને મજબૂત બનાવવા માટે બનતું બધું તત્કાળ કરશે. સામાજિક-લોકશાહીવાદીઓ દેહાતી પ્રોલિટેરિયનોના લાભમાં તમામ કદમોની હિમાયતનું ધોરણ લેશે, અને પહેલું કદમ ઉઠાવ્યા પછી બને એટલું જલદી તથા બને એટલી એકતાબદ્ધ રીતે બીજું તથા ત્રીજું કદમ ઉઠાવવામાં, અને એ રીતે છેક અંત સુધી, સંપૂર્ણ રૂપે **પ્રોલિટેરિયટના વિજય** સુધી, આગેકૂચ કરવામાં તેમને મદદ કરશે. પરંતુ આપણે આજે, તત્કાળ, કહી શકીએ ખરા કે આવતી કાલે બીજા કદમ માટે કઈ માંગ ઉચિત ગણાશે? ના, ન કહી શકીએ, કારણ કે ધનવાન ખેડૂતો અને તરેહવાર સહકારી સંસ્થાઓ જોડે, તથા જમીન મૂડીના કબજામાંથી શ્રમને હસ્તક પહોંચી જવા સાથે, સંકળાયેલા ઘણા સુશિક્ષિત માણસો આવતી કાલે કેવું ધોરણ અખત્યાર કરશે તે આપણે નથી જાણતા.

કદાચ તેઓ જમીનદારો જોડે સમજણ સાધવામાં આવતી કાલ સુધીમાં સફળ ન થાય, કદાચ તેઓ જમીનદારી હકૂમતને તદ્દન ખતમ કરી નાખવાનો ઈરાદો કરે. સરસ! સામાજિક-લોકશાહીવાદીઓ બહુ ઈચ્છે છે કે એમ બને, અને સામાજિક-લોકશાહીવાદીઓ દેહાતી તથા શહેરી પ્રોલિટેરિયનોને એવી માંગ ઉઠાવવાની સલાહ આપશે કે જમીનદારોની તમામ જમીન જપ્ત કરીને જનતાના મુક્ત રાજ્યને હસ્તક લઈ લેવામાં આવે. સામાજિક-લોકશાહીવાદીઓ સાવધાનીથી ધ્યાન રાખશે કે એવી કામગીરી દરમિયાન દેહાતી પ્રોલિટેરિયનોને છેતરવામાં ન આવે, અને તેઓ પ્રોલિટેરિયટની સંપૂર્ણ મુક્તિના આખરી સંઘર્ષ માટે પોતાનાં પરિબળોને હજુ વધારે મજબૂત બનાવે.

પરંતુ શક્ય છે કે તદ્દન જુદી જ હાલત પેદા થાય. હકીકતમાં, જુદી જ હાલત પેદા થવાનો સંભવ વધારે છે. બેહદ ખરાબ પ્રકારની ગુલામીને અંકુશમાં આણવામાં તથા કમ કરવામાં આવે ત્યાર પછી બીજે જ દિવસે ધનવાન ખેડૂતો અને ઘણા સુશિક્ષિત માણસો કદાચ જમીનદારો જોડે એકતા કરી લે, અને ત્યારે સમગ્ર દેહાતી બુઝર્વાઝી સમગ્ર દેહાતી પ્રોલિટેરિયટની સામે જંગે ચડશે.

ઈનકાર નહિ કરી શકે કે અમારી માંગ પ્રાથમિક અને તદ્દન વાજબી માંગ છે — ખેતગુલામીનાં તમામ બંધનોને નાબૂદ કરી નાખવાના ઉદ્દેશે કિસાનો અમલદારોની દખલગીરી વગર મુક્ત રીતે **પોતાની આગવી** સમિતિઓની ચૂંટણી કરે.

મુક્ત કિસાન સમિતિઓમાં (તેમ જ મુક્ત અખિલ રશિયન પ્રતિનિધિ પરિષદમાં) સામાજિક-લોકશાહીવાદીઓ શહેરી પ્રોલિટેરિયનોની જોડે દેહાતી પ્રોલિટેરિયનોની એકસંપીને મજબૂત બનાવવા માટે બનતું બધું તત્કાળ કરશે. સામાજિક-લોકશાહીવાદીઓ દેહાતી પ્રોલિટેરિયનોના લાભમાં તમામ કદમોની હિમાયતનું ધોરણ લેશે, અને પહેલું કદમ ઉઠાવ્યા પછી બને એટલું જલદી તથા બને એટલી એકતાબદ્ધ રીતે બીજું તથા ત્રીજું કદમ ઉઠાવવામાં, અને એ રીતે છેક અંત સુધી, સંપૂર્ણ રૂપે **પ્રોલિટેરિયટના વિજય** સુધી, આગેકૂચ કરવામાં તેમને મદદ કરશે. પરંતુ આપણે આજે, તત્કાળ, કહી શકીએ ખરા કે આવતી કાલે બીજા કદમ માટે કઈ માંગ ઉચિત ગણાશે? ના, ન કહી શકીએ, કારણ કે ધનવાન ખેડૂતો અને તરેહવાર સહકારી સંસ્થાઓ જોડે, તથા જમીન મૂડીના કબજામાંથી શ્રમને હસ્તક પહોંચી જવા સાથે, સંકળાયેલા ઘણા સુશિક્ષિત માણસો આવતી કાલે કેવું ધોરણ અખત્યાર કરશે તે આપણે નથી જાણતા.

કદાચ તેઓ જમીનદારો જોડે સમજણ સાધવામાં આવતી કાલ સુધીમાં સફળ ન થાય, કદાચ તેઓ જમીનદારી હકૂમતને તદ્દન ખતમ કરી નાખવાનો ઈરાદો કરે. સરસ! સામાજિક-લોકશાહીવાદીઓ બહુ ઈચ્છે છે કે એમ બને, અને સામાજિક-લોકશાહીવાદીઓ દેહાતી તથા શહેરી પ્રોલિટેરિયનોને એવી માંગ ઉઠાવવાની સલાહ આપશે કે જમીનદારોની તમામ જમીન જપ્ત કરીને જનતાના મુક્ત રાજ્યને હસ્તક લઈ લેવામાં આવે. સામાજિક-લોકશાહીવાદીઓ સાવધાનીથી ધ્યાન રાખશે કે એવી કામગીરી દરમિયાન દેહાતી પ્રોલિટેરિયનોને છેતરવામાં ન આવે, અને તેઓ પ્રોલિટેરિયટની સંપૂર્ણ મુક્તિના આખરી સંઘર્ષ માટે પોતાનાં પરિબળોને હજુ વધારે મજબૂત બનાવે.

પરંતુ શક્ય છે કે તદ્દન જુદી જ હાલત પેદા થાય. હકીકતમાં, જુદી જ હાલત પેદા થવાનો સંભવ વધારે છે. બેહદ ખરાબ પ્રકારની ગુલામીને અંકુશમાં આણવામાં તથા કમ કરવામાં આવે ત્યાર પછી બીજે જ દિવસે ધનવાન ખેડૂતો અને ઘણા સુશિક્ષિત માણસો કદાચ જમીનદારો જોડે એકતા કરી લે, અને ત્યારે સમગ્ર દેહાતી બુઝ્ર્વાઝી સમગ્ર દેહાતી પ્રોલિટેરિયટની સામે જંગે ચડશે.

એવું બને ત્યારે આપણું કેવળ જમીનદારોની સામે જ લડવાનું હાસ્યાસ્પદ ગણાશે. ત્યારે આપણે સમગ્ર બુઝ્ર્વાઝીની સામે લડવું પડશે, અને એ લડત માટે બને એટલી વધારેમાં વધારે આઝાદી તથા મોકળાશની માંગ ઉઠાવવી પડશે, એ સંઘર્ષને આસાન બનાવવા કામદારો માટે જિંદગીના બહેતર સંજોગોની માંગ ઉઠાવવી પડશે.

ગમે તેમ, ભલે ગમે તેવા સંજોગો ઊભા થાય તોપણ, આપણું પ્રથમ, મુખ્ય, અને અનિવાર્ય કર્તવ્ય **શહેરી પ્રોલિટેરિયનો જોડે દેહાતી પ્રોલિટેરિયનો તથા અર્ધ-પ્રોલિટેરિયનોની એકસંપીને મજબૂત બનાવવાનું છે**. એવી એકસંપી માટે આપણને એકદમ, તત્કાળ, **જનતા સારુ સંપૂર્ણ રાજકીય આઝાદીની, કિસાનો સારુ સંપૂર્ણ રૂપે સમાન અધિકારોની, અને ખેતગુલામી નાબૂદ કરી નાખવાની** જરૂર છે. એવી એકસંપી થઈ જશે અને મજબૂત બની જશે ત્યારે, મધ્યમ કિસાનને આકર્ષવા માટે બુઝ્ર્વાઝી તરફથી અજમાવવામાં આવતાં તમામ છળકપટને આપણે સહેલાઈથી ઉઘાડાં પાડીશું; આપણે સમગ્ર બુઝ્ર્વાઝીની સામે, સમગ્ર સરકારી તાકાતની સામે, બીજું, ત્રીજું, તથા આખરી કદમ સહેલાઈથી તથા ઝડપથી ઉઠાવીશું; અને આપણે અડગતાથી વિજય તરફ આગેકૂચ કરીશું તથા **તમામ કામગાર લોકોની સંપૂર્ણ મુક્તિ** ઝડપથી સાધી લઈશું.

## ૭. ગ્રામવિસ્તારમાં વર્ગસંઘર્ષ

**વર્ગસંઘર્ષ** એટલે શું? જનતાના એક હિસ્સાનો બીજા હિસ્સા સામેનો સંઘર્ષ, મુદ્લ અધિકારો ન ધરાવતા તથા જુલમથી પીડાતા અને મહેનત કરતા લોકસમુદાયોનો વિશેષાધિકારી, જુલમગાર, અને બેઠાખાઉ લોકોની સામેનો સંઘર્ષ, રોજી-મજૂરો અથવા પ્રલિટેરિયનોનો મિલકતદારો અથવા બુઝ્ર્વાઝી સામેનો સંઘર્ષ. એ મહાન સંઘર્ષ હંમેશાં ચાલતો રહ્યો છે અને હાલ રશિયાના ગ્રામવિસ્તારોમાં ચાલી રહ્યો છે, જોકે દરેક ઈન્સાન તેને જોઈ શકતો નથી, દરેક ઈન્સાન તેનું મહત્ત્વ સમજી શકતો નથી. ખેતગુલામીના જમાનામાં સમગ્ર કિસાન સમુદાયે જુલમગારોની સામે, જમીનદાર વર્ગની સામે, લડત ચલાવી. ઝારશાહી સરકારે જમીનદાર વર્ગનું રક્ષણ કર્યું, તેનો બચાવ કર્યો, અને તેને ટેકો આપ્યો. એ વખતે કિસાનો એકતા નહોતા સાધી શકતા અને અજ્ઞાનના બોજાથી કચડાયેલા હતા, તેઓ શહેરી કામદારોની અંદર કોઈ મદદગાર કે બંધુઓ નહોતા ધરાવતા. તેમ છતાં તેઓ તેમનાથી બને એટલું લડયા. તેઓ પાશવી સરકારી પજવણીથી ડગ્યા નહિ, સજાત્મક પગલાં તથા ગોળીઓથી ડર્યા નહિ, અને પાદરીઓના ઉપદેશથી ભોળવાયા નહિ. પાદરીઓ પૂરી શક્તિ લગાવીને સાબિત કરવાની કોશિશ કરતા હતા કે ખેતગુલામીને પવિત્ર ધર્મગ્રંથોમાં ઉચિત ગણાવવામાં આવી છે અને તેની ઈશ્વરે મંજૂરી આપી છે. (વડા ધર્માધિકારીએ હકીકતમાં એવા શબ્દો કહ્યા હતા!) કિસાનોએ ક્યારેક એક જગ્યાએ તો ક્યારેક બીજી જગ્યાએ વિદ્રોહ કર્યા, અને તમામ કિસાનોના સર્વસામાન્ય વિદ્રોહની બીકે સરકારને આખરે નમતું મૂકવું પડ્યું.

ખેતગુલામી નાબૂદ કરી નાખવામાં આવી ખરી, પણ તદ્દન નહિ. કિસાનો અધિકારો વગરના જ રહ્યા, તેઓ ઊતરતી કોટિના, કર ભરતા, “કાળા”,

સામાજિક દરજ્જાના માણસો જ રહ્યા, ખેતગુલામીના બંધનથી જકડાયેલા રહ્યા. કિસાનોની અંદર અશાંતિ ચાલુ રહી છે, સંપૂર્ણ અને ખરી આઝાદીની તેમની કોશિશો ચાલુ રહી છે. દરમિયાનમાં ખેતગુલામીની નાબૂદી પછી એક નવા વર્ગસંઘર્ષનો, **પ્રોલિટેરિયટના બુઝ્ર્વાઝી સામેના સંઘર્ષનો**, ઉદય થયો. સંપત્તિમાં વૃદ્ધિ થઈ, રેલવે તથા મોટાં કારખાનાં બાંધવામાં આવ્યાં, શહેરોની વસતિ અને વૈભવમાં વધારો થયો. પરંતુ એ બધી સંપત્તિ બહુ થોડા માણસોએ કબજે કરી લીધી, અને જનતા નિરંતર વધારે ને વધારે ગરીબ બનતી ગઈ, પાયમાલ બની ગઈ, ભૂખમરાનો ભોગ બની ગઈ. લોકોને રોજી ખાતર કામ ગોતવા પોતાનાં ઘરબાર મૂકીને નીકળી જવું પડ્યું. શહેરી કામદારોએ તમામ ધનવાનોની સામે તમામ ગરીબોનો મહાન નવો સંઘર્ષ શરૂ કર્યો. શહેરી કામદારોએ **સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીમાં** એકતા સાધી છે, તેઓ પોતાનો સંઘર્ષ અડગતાથી, મક્કમપણે, અને સંગીન રીતે ચલાવી રહ્યા છે, એક એક કદમ ઉઠાવીને આગળ ધપી રહ્યા છે, મહાન આખરી સંઘર્ષની તૈયારી કરી રહ્યા છે, અને સમગ્ર જનતા માટે રાજકીય આઝાદીની માંગ ઉઠાવી રહ્યા છે.

આખરે કિસાનોની ધીરજ પણ ખૂટી ગઈ. ગયા વરસની, ૧૯૦૨ની, વસંતમાં પોલ્તાવા, ખાર્કોવ, અને બીજા ગુબેર્નિયાઓના કિસાનોએ જમીનદારોની સામે વિદ્રોહ કર્યો, કોઠારો તોડીને લૂંટી લીધા, ચીજો આપસમાં વહેંચી લીધી, કિસાનોએ વાવેલું અને લણેલું પણ જમીનદારોએ કબજે કરી લીધેલું અનાજ ભૂખે મરતા લોકોને વહેંચી દીધું, અને જમીનની નવેસરથી વહેંચણીની માંગ ઉઠાવી. નિરંતર ચાલતો જુલમ વેઠવાનો ઇનકાર કરીને કિસાનો બહેતર જિંદગીની કોશિશ કરવા લાગ્યા. તેમણે નક્કી કર્યું — તદ્દન વાજબી નક્કી કર્યું — કે સંઘર્ષ વગર ભૂખે મરી જવા કરતાં લડતાં લડતાં મોતને ભેટવાનું બહેતર છે. પરંતુ તેમને બહેતર જિંદગી હાંસલ ન થઈ. ઝારશાહી સરકારે તેમને સાધારણ હુલ્લડખોરો તથા લૂંટારા જાહેર કર્યા (કિસાનોએ પોતે જ વાવેલું અને લણેલું અનાજ લૂંટારા જમીનદારો પાસેથી છીનવી લેવા બદલ!). જેવી રીતે દુશ્મનોની સામે લશ્કરો મોકલવામાં આવે એવી રીતે ઝારશાહી સરકારે તેમની સામે લશ્કરો મોકલ્યાં, અને કિસાનો પરાજિત થઈ ગયા. તેમની ઉપર ગોળીઓ વરસાવવામાં આવી, અનેક માણસો મોતના ખપ્પરમાં હોમાઈ ગયા. તેમને પાશવતાથી ચાબખા ફટકારવામાં આવ્યા, કેટલાકને તો ચાબખા ફટકારીને જ ખતમ કરી નાખવામાં આવ્યા. તુર્કો પોતાના દુશ્મનો ખ્રિસ્તીઓની ઉપર જેવો અત્યાચાર કરે છે તેનાથી બદતર અત્યાચાર તેમની ઉપર કરવામાં આવ્યો.

ઝારના પ્રતિનિધિઓ, ગવર્નરો, બેહદ ઘાતકી અત્યાચારીઓ હતા, અસલ જલ્લાદો હતા. સિપાહીઓએ કિસાનોની પત્નીઓ તથા પુત્રીઓ ઉપર બળાત્કાર કર્યા. અને એ બધું કર્યા પછી કિસાનોની ઉપર અમલદારોની અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું, જમીનદારોને આઠ લાખ રૂબલ નુકસાની ભરવાની ફરજ તેમની ઉપર લાદવામાં આવી, અને મુકદ્દમાઓ દરમિયાન, એ કુખ્યાત ગુપ્ત મુકદ્દમાઓ દરમિયાન, અત્યાચારની કોટડીમાં ચલાવવામાં આવેલા મુકદ્દમાઓ દરમિયાન, બચાવ પક્ષના વકીલોને એટલું કહેવાનીયે છૂટ ન આપવામાં આવી કે ઝારના પ્રતિનિધિઓએ, ગવર્નર ઓબોલેન્સ્કીએ, તથા ઝારના બીજા ખાંધિયાઓએ, કિસાનોને કેવા ગેરવર્તન તથા અત્યાચારના ભોગ બનાવ્યા હતા.

કિસાનો ઇનસાફી ધ્યેય ખાતર લડ્યા. ઝારના ખાંધિયાઓએ ગોળીએ વીંધી નાખેલા અને ચાબખા ફટકારીને મારી નાખેલા શહીદોની યાદ પ્રત્યે રશિયન કામદાર વર્ગ હંમેશાં આદર ધરાવશે. એ શહીદો કામગાર જનતાની આઝાદી અને સુખ ખાતર લડ્યા હતા. કિસાનો પરાજિત થઈ ગયા હતા પરંતુ તેઓ ફરી ફરીને વિદ્રોહ કરશે, અને એ પહેલી હારને કારણે હતાશ નહિ થઈ જાય. વર્ગજાગ્રત કામદારો શહેરો તેમ જ ગામોમાં બને એટલા વધારેમાં વધારે કામગાર લોકોને કિસાનોના સંઘર્ષ વિશે જણાવવાની અને નવા વધારે સફળ સંઘર્ષની તૈયારીમાં મદદ કરવાની પૂરી કોશિશ કરશે. વર્ગજાગ્રત કામદારો પૂરી શક્તિ લગાવીને કિસાનોને **સાફ સમજવામાં મદદ કરશે કે પહેલો કિસાન વિદ્રોહ (૧૯૦૨) કેમ કચડાઈ ગયો અને ઝારના ખાંધિયાઓનો નહિ પરંતુ કિસાનો તથા કામદારોનો વિજય હાંસલ કરવા માટે શું કરવું જોઈએ.**

કિસાનોનો વિદ્રોહ કચડાઈ ગયો કારણ કે તે અજ્ઞાનમાં સબડતા અને રાજકીય જાગ્રતિ ન ધરાવતા લોકસમુદાયોનો વિદ્રોહ હતો, સ્પષ્ટ અને ચોક્કસ **રાજકીય** માંગો વગરનો, અર્થાત્ **રાજકીય** પદ્ધતિમાં પરિવર્તનની માંગ વગરનો, વિદ્રોહ હતો. કિસાન વિદ્રોહ કચડાઈ ગયો કારણ કે તેને માટે કશી **તૈયારીઓ નહોતી** કરવામાં આવી. કિસાન વિદ્રોહ કચડાઈ ગયો કારણ કે દેહાતી પ્રોલિટેરિયનોએ શહેરી પ્રોલિટેરિયનો જોડે હજુ એકસંપી નહોતી સાધી. કિસાનોની પહેલી નિષ્ફળતાનાં એવાં ત્રણ કારણો હતાં. વિદ્રોહની સફળતા માટે તેનું સભાન રાજકીય લક્ષ્ય હોવું જોઈએ, તેને માટે અગાઉથી તૈયારી કરવી જોઈએ, તે આખા રશિયામાં ફેલાઈ જવો જોઈએ, અને તેને શહેરી કામદારો જોડે એકસંપી કરીને લડવો જોઈએ. અને શહેરી કામદારોના સંઘર્ષનું પ્રત્યેક કદમ, પ્રત્યેક સામાજિક-લોકશાહીવાદી પત્રિકા અથવા અખબાર, દેહાતી

પ્રોલિટેરિયનો સમક્ષ વર્ગજાગ્રત કામદારનું પ્રત્યેક પ્રવચન, એવા સમયને વધારે સમીપ આણશે કે જ્યારે વિદ્રોહનું પુનરાવર્તન થશે અને તેનો અંત વિજયમાં આવશે.

કિસાનોએ સભાન રાજકીય લક્ષ્ય વગર વિદ્રોહ કર્યો, ફક્ત એ કારણે વિદ્રોહ કર્યો કે તેઓ હાડમારી વધારે વખત વેઠી ન શક્યા, તેઓ મૂંગાં જનાવરોની જેમ સામનો કર્યા વગર મરી જવા નહોતા માગતા. કિસાનોએ દરેક જાતની લૂંટ, જુલમ, અને યાતના એટલાં બધાં વેઠયાં હતાં કે તેઓ ઝારની રહેમદિલી સંબંધી અફવાઓને, ભલે એક જ મિનિટ, સાચી માન્યા વગર ન રહી શક્યા; તેઓ માની લીધા વગર ન રહી શક્યા કે અનાજ ભૂખે મરતા લોકોને, આખી જિંદગી બીજાનું કામ કરતા રહેલા તેમ જ વાવણી તથા કાપણી કરનારા અને હવે "અમીરો"ના ખીચોખીચ ભરેલા કોઠારોની સામે ભૂખે મરી રહેલા લોકોને, વહેંચી દેવાના કદમને હરકોઈ સમજદાર માણસ ઈનસાફી ગણશે. કિસાનો જાણે ભૂલી ગયા કે ધનવાનોએ, જમીનદારો તથા બુર્ઝ્વાઝીએ, ભૂખે મરતા લોકોને તેમની મજૂરી કરવા મજબૂર બનાવી દેવાના ચોક્કસ ઈરાદે જ, સારામાં સારી જમીન તથા તમામ પ્લાંટકારખાનાં કબજે કરી લીધાં છે. કિસાનો ભૂલી ગયા કે પાદરીઓ ધનિક વર્ગના બચાવમાં ઉપદેશ કરે છે એટલું જ નહિ, પરંતુ સમગ્ર ઝારશાહી સરકાર અને તેના નોકરશાહો તથા સિપાહીઓનાં ધાડાં પણ ધનિક વર્ગના બચાવમાં ખડાં થઈ જાય છે. ઝારશાહી સરકારે કિસાનોને એ વાતની યાદ તાજી કરાવી. ઝારશાહી સરકારે પાશવી ક્રૂરતા વડે કિસાનોને બતાવી દીધું કે રાજ્ય સત્તા એટલે શું, તે કોની ચાકરી કરે છે, તે કોની રક્ષા કરે છે. આપણે કિસાનોને માત્ર આ બોધપાઠ વધારે વાર યાદ કરાવવો જોઈએ, અને તેઓ સહેલાઈથી સમજી જશે કે **રાજકીય પદ્ધતિનું પરિવર્તન** શા માટે જરૂરી છે અને આપણને **રાજકીય આઝાદીની** જરૂર કેમ છે. વધારે ને વધારે સંખ્યામાં લોકો આ વાત સમજી લેશે ત્યારે, લખીવાંચી શકતો અને પોતાના હિતનો વિચાર કરતો દરેક કિસાન સૌપ્રથમ લડીને હાંસલ કરવાની **ત્રણ મુખ્ય માંગો** બરાબર જાણી લેશે ત્યારે, કિસાન વિદ્રોહો સભાન રાજકીય લક્ષ્ય ધરાવતા થઈ જશે. પહેલી માંગ — **રશિયામાં આપખુદશાહી સરકારની જગ્યાએ ચૂંટાયેલી પ્રજાકીય સરકારની સ્થાપના કરવાના ઉદ્દેશે પ્રતિનિધિઓની રાષ્ટ્રીય પરિષદ** ભરવી. બીજી માંગ — **સૌને તરેહવાર પુસ્તકો અને અખબારો પ્રકાશિત કરવાની આઝાદી**. ત્રીજી માંગ — **બીજા સામાજિક દરજ્જાઓની જોડે કિસાનોના તદ્દન સમાન અધિકારોને કાનૂની માન્યતા, અને તમામ પ્રકારની ખેતગુલામીને સૌપ્રથમ**

**નાબૂદ કરી નાખવા માટે ચૂંટાયેલી કિસાન સમિતિઓની સ્થાપના કરવી.** સામાજિક-લોકસાહીવાદીઓની મુખ્ય તથા મૂળભૂત માંગો આવી છે, અને હવે કિસાનો આ માંગોને ખૂબ સહેલાઈથી સમજી શકશે, જનતાની આઝાદીના સંઘર્ષની **શરૂઆત ક્યાંથી કરવી** તે સમજી શકશે. કિસાનો આ માંગો સમજી લેશે ત્યારે તેમને ભેગાભેગું સમજાઈ જશે કે સંઘર્ષ માટે અગાઉથી લાંબી, અવિરત, અને ખંતીલી **તૈયારીઓ**, એકલે હાથે નહિ પરંતુ શહેરોના કામદારોની—સામાજિક-લોકશાહીવાદીઓની—જોડે મળીને, કરવી જોઈએ.

દરેક વર્ગજાગ્રત કામદાર અને કિસાન પોતાની આસપાસ સૌથી વધારે બુદ્ધિશાળી, વિશ્વાસપાત્ર, અને નીડર સાથીઓની જમાવટ કરે. એ સાથીઓને તે સમજાવવાની કોશિશ કરે કે સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદ શી છે, જેથી તેમાંનો દરેક, લડવાના સંઘર્ષને તથા ઉઠાવવાની માંગોને, બરાબર સમજી લે. વર્ગજાગ્રત સામાજિક-લોકશાહીવાદીઓ ધીરે ધીરે, સાવચેતીથી, પણ અડગતાથી, કિસાનોને સામાજિક-લોકશાહીવાદનો સિદ્ધાંત શીખવવાનું શરૂ કરે, તેમને સામાજિક-લોકશાહીવાદી પુસ્તિકાઓ વાંચવા આપે, અને વિશ્વાસપાત્ર લોકોની નાનકડી સભાઓમાં એ પુસ્તિકાઓ સમજાવે.

પરંતુ સામાજિક-લોકશાહીવાદના સિદ્ધાંતનું શિક્ષણ માત્ર પુસ્તકો મારફત જ ન આપવું જોઈએ. આપણને આસપાસની પરિસ્થિતિમાં નજરે પડતા જુલમ અને ગેરઈનસાફના પ્રત્યેક દાખલાનો, પ્રત્યેક કિસ્સાનો, એ હેતુ માટે ઉપયોગ કરવો જોઈએ. સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંત સમગ્ર જુલમ, સમગ્ર લૂંટ, સમગ્ર ગેરઈનસાફની વિરુદ્ધ સંઘર્ષનો સિદ્ધાંત છે. જે માણસ જુલમનાં કારણો જાણતો હોય અને **આખી જિંદગી જુલમના દરેક પ્રસંગે લડે** તે જ ખરો સામાજિક-લોકશાહીવાદી છે. આ કરવું કેવી રીતે? વર્ગજાગ્રત સામાજિક-લોકશાહીવાદીઓ શહેરમાં કે ગામમાં ભેગા થાય ત્યારે તેમણે સમગ્ર કામદાર વર્ગના ખરા લાભને ધ્યાનમાં રાખીને ખુદ નક્કી કરી લેવું જોઈએ કે આ કેવી રીતે કરવું. આ કેવી રીતે કરવું જોઈએ તે બતાવવા માટે હું એકબે ઉદાહરણો ટાંકીશ. ધારો કે કોઈ સામાજિક-લોકશાહીવાદી કામદાર પોતાને ગામે જાય છે, અથવા કોઈ શહેરી સામાજિક-લોકશાહીવાદી કામદાર કોઈ એક ગામમાં જાય છે. આખું ગામ કરોળિયાની જાળમાં સપડાયેલી માખીની જેમ નજીકના જમીનદારની પકડમાં છે. તે હંમેશાં એવી ગુલામીની હાલતમાં રહ્યું છે અને છુટકારો પામી શકતું નથી. કામદારે તરત જ સૌથી વધારે સમજદાર, બુદ્ધિશાળી, અને વિશ્વાસપાત્ર કિસાનો ગોતી કાઢવા જોઈએ, ઈનસાફની કોશિશ કરતા હોય

અને પોલીસનો પહેલો દલાલ આવી પહોંચતાં ડરી ન જાય એવા કિસાનો ગોતી કાઢવા જોઈએ, ઘોર ગુલામીનાં કારણો તેમને સમજાવવાં જોઈએ, તેમને જણાવવું જોઈએ કે જમીનદારોએ ઉમરાવોની સમિતિઓની મદદ વડે કિસાનોને કેવી રીતે છેતર્યા તથા લૂંટયા છે, તેમને જણાવવું જોઈએ કે ધનવાનો કેટલા તાકાતવાન છે તથા કેવી રીતે ઝારશાહી સરકારનો ટેકો પામે છે, અને તેમને સામાજિક-લોકશાહીવાદી કામદારોની માંગો વિશે પણ જણાવવું જોઈએ. કિસાનો એ બધી સાદી બાબતો સમજી લે ત્યારે તેમણે સૌએ ભેગા મળીને ચર્ચાવિચારણા કરવી જોઈએ કે જમીનદારનો સંયુક્ત સામનો કરવાનું શક્ય છે કે નહિ, પ્રથમ તથા મુખ્ય માંગો રજૂ કરવાનું (શહેરી કામદારો પોતાની માંગો કારખાનદારો સમક્ષ રજૂ કરે છે એવી જ રીતે) શક્ય છે કે નહિ. જમીનદાર એક ગામને અથવા કેટલાંય ગામોને ગુલામીમાં જકડી રાખતો હોય તો વિશ્વાસપાત્ર માણસો મારફત નજીકની સામાજિક-લોકશાહીવાદી સમિતિ પાસેથી **પત્રિકા** મેળવી લેવાનું પગલું ઉત્તમ ગણાશે. સામાજિક-લોકશાહીવાદી સમિતિ એ પત્રિકામાં કિસાનોની ગુલામીનું આરંભથી ખરું વર્ણન આપશે, અને કિસાનોની અત્યંત તાકીદની માંગો (જમીન માટે ભરવામાં આવતી સાંથમાં ઘટાડો, શિયાળાના કામ બદલ મહેનતાણાના અરધા નહિ પણ વાજબી દરો, રઝળતાં ઢોરે કરેલા નુકસાન બદલ કરવામાં આવતી કનડગતમાં ઘટાડો, અને બીજી વિવિધ માંગો) નિરૂપિત કરશે. લખીવાંચી શકતા સૌ કિસાનોને એવી પત્રિકામાંથી સાફ જાણવા મળશે કે સવાલ કેવો છે, અને વાંચી ન શકતા કિસાનોને એ બાબત સમજાવવામાં આવશે. ત્યારે કિસાનોને સાફ સમજાઈ જશે કે સામાજિક-લોકશાહીવાદીઓ તેમને ટેકો આપે છે, સામાજિક-લોકશાહીવાદીઓ તમામ પ્રકારની લૂંટને વખોડી કાઢે છે. ત્યારે કિસાનો સમજવા લાગશે કે સૌ સંપ કરી લે તો કેવી રાહત, ભલે જરાક પણ રાહત તો ખરી જ, હાંસલ કરી શકાય, અને તેમણે શહેરોના સામાજિક-લોકશાહીવાદી કામદારોની સાથે મળીને મહાન સંઘર્ષ મારફત આખા દેશ માટે કેવી મોટી સુધારણાઓ હાંસલ કરવાની કોશિશ કરવી જોઈએ. ત્યારે કિસાનો મહાન સંઘર્ષની વધારે ને વધારે તૈયારીઓ કરશે, તેઓ જાણી લેશે કે વિશ્વાસપાત્ર માણસોને કેવી રીતે ગોતી કાઢવા અને પોતાની માંગો ખાતર એકતા કેવી રીતે સાધી લેવી. શહેરી કામદારોની જેમ તેઓ કદાચ ક્યારેક હડતાળનું સંઘટન કરવામાં સફળ થાય. એવું કદમ શહેરો કરતાં ગામોમાં વધારે મુશ્કેલ હોય છે એ ખરું, પરંતુ તેમ છતાં ક્યારેક તે શક્ય બને છે. બીજા દેશોમાં એવી હડતાલો, દાખલા તરીકે ધમધોકાર કામની મોસમમાં ધનવાન

ખેડૂતો તથા જમીનદારોને મજૂરોની સખત જરૂર હોય છે ત્યારે, સફળ થઈ છે. દેહાતી ગરીબો હડતાલ કરવા તૈયાર હોય, સામાન્ય માંગો વિશે લાંબા વખતથી સમજૂતી થઈ ગયેલી હોય, એ માંગો પત્રિકાઓમાં સમજાવવામાં આવી હોય અથવા સભાઓમાં બરાબર સમજાવવામાં આવી હોય, તો સૌ કિસાનો એકતાબદ્ધ ખડા રહેશે, અને જમીનદારને હાર માની લેવી પડશે અથવા ઓછામાં ઓછું પોતાની લાલચને અંકુશમાં આણવી પડશે. હડતાલમાં તમામ કિસાનો સામેલ થાય અને તેને કામની મોસમમાં પાડવામાં આવે તો જમીનદારો માટે અને સત્તાધારીઓ તથા તેમના સિપાહીઓ માટે પણ કંઈ કરવાનું મુશ્કેલ બની જાય—વખતની બરબાદી થાય, જમીનદારને માથે પાયમાલીનું જોખમ ઊભું થાય, અને થોડા વખતમાં જ તે ડાહ્યોડમરો બની જાય. બેશક, હડતાલનું કદમ નવું છે, અને નવાં કદમો શરૂઆતમાં બહુ સફળ ન થાય. શહેરી કામદારોને પણ પહેલાં ખબર નહોતી કે એકતા સાધીને કેવી રીતે લડવું, તેમને ખબર નહોતી કે કેવી સહિયારી માંગો રજૂ કરવી, તેઓ સીધા જઈને મશીનો તોડી નાખવા અને કારખાનાં ખેદાનમેદાન કરી નાખવા લાગ્યા. પરંતુ હવે કામદારોએ એકતા સાધીને સંઘર્ષ લડતાં શીખી લીધું છે. દરેક નવું કામ પહેલાં શીખી લેવું જોઈએ. કામદારો હવે સમજે છે કે તેઓ એકસંપી કરે તો જ તાત્કાલિક રાહત હાંસલ કરી શકાય. દરમિયાનમાં લોકો એકતાબદ્ધ સામનો કરવાની બાબતમાં ટેવાઈ રહ્યા છે, અને મહાન તથા નિર્ણાયક સંઘર્ષ માટે વધારે ને વધારે તૈયારીઓ કરી રહ્યા છે. એ જ રીતે, કિસાનો બદતરીન લૂંટારાઓનો સામનો કરવાનું, અમુક પ્રમાણમાં રાહત હાંસલ કરવા માટે એકતા સાધીને માંગો રજૂ કરવાનું, અને આઝાદીની મહાન લડાઈ માટે ધીરે ધીરે, અવિરત, તથા દરેક ઠેકાણે તૈયારી કરવાનું શીખી લેશે. વર્ગજાગ્રત કામદારો તથા કિસાનોની સંખ્યામાં નિરંતર વધારો થતો રહેશે, ગ્રામવિસ્તારોના સામાજિક-લોકશાહીવાદીઓમાં સંગઠનો વધારે ને વધારે મજબૂત બનતાં જશે. જમીનદારની ગુલામીનો, પાદરીના હાથે તફડંચીનો, પોલીસની પાશવતાનો, અને નોકરશાહી જુલમનો પ્રત્યેક કિસ્સો લોકોની આંખો ખોલવાની કામગીરી વધારે ને વધારે પ્રમાણમાં બજાવશે, તેમને સંયુક્ત સામનો કરવાની ટેવ પાડશે, અને તાકાત અજમાવીને રાજકીય પદ્ધતિ પલટાવી નાખવાની આવશ્યકતાનો ખ્યાલ તેમનામાં કેળવશે.

આ પુસ્તિકાના આરંભમાં જ અમે જણાવી ચૂક્યા છીએ કે વર્તમાન સમયે શહેરી કામદારો રસ્તા પર તેમ જ ચોકમાં ભેગા થઈને જાહેર રીતે **આઝાદીની**

માંગ ઉઠાવે છે, તેમના ઝંડાઓ ઉપર અંકિત અને તેમના પોકારોમાં ગુંજી ઊઠતું સૂત્ર હોય છે—'આપખુદશાહી મુર્દાબાદ!' એવો દિવસ જલદી આવવાનો છે કે જ્યારે શહેરી કામદારો કેવળ રસ્તા ઉપર સૂત્રો પોકારતા કૂચ કરવા માટે જ નહિ પરંતુ મહાન તથા આખરી સંઘર્ષ માટે પણ ખડા થઈ જશે, જ્યારે સંગીન એકસંપીથી સંકળાયેલા કામદારોનો "આઝાદી યા જાન કુરબાન!"નો રણનાદ ગુંજી ઊઠશે, જ્યારે લડતના મેદાનમાં હણાઈ જનારા, ઢળી પડનારા, સેંકડો લડવૈયાઓનાં સ્થાનો હજારો નવા અને વધારે મક્કમ લડવૈયાઓ લઈ લેશે. અને ત્યારે આખા રશિયામાં કિસાનો પણ ખડા થઈને શહેરી કામદારોની વહારે દોડી જશે, કામદારો તથા કિસાનોની આઝાદી માટે આખર સુધી લડી લેશે. ઝારનાં ધાડાં એવા હલ્લાની સામે ટકી નહિ શકે. વિજય કામગાર જનતાને હાંસલ થશે, અને કામદાર વર્ગ દરેક પ્રકારના જુલમથી સમગ્ર કામગાર જનતાની મુક્તિના પહોળા વિશાળ માર્ગે આગેકૂચ કરશે.

## 'ઈસ્ક્રા'[6] અખબારે 'ઝાર્યા'[7] સામયિકની જોડે મળીને રજૂ કરેલો રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો કાર્યક્રમ

અમે સમજાવી ચૂક્યા છીએ કે કાર્યક્રમ એટલે શું, તે શા માટે જરૂરી છે, અને સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી જ સ્પષ્ટ તથા ચોક્કસ કાર્યક્રમ રજૂ કરનારી એકમાત્ર પાર્ટી કેમ છે. કાર્યક્રમને અંતિમ રૂપે તો અમારી પાર્ટીની કોંગ્રેસ જ, તમામ પાર્ટી કામદારોના પ્રતિનિધિઓની પરિષદ જ, અપનાવી શકે. એવી કોંગ્રેસની તૈયારીઓ હાલ સંગઠન સમિતિ કરી રહી છે. પરંતુ અમારી પાર્ટીની ઘણીબધી સમિતિઓ ખુલ્લી રીતે 'ઈસ્ક્રા' જોડે સહમતી જાહેર કરી ચૂકી છે, અને 'ઈસ્ક્રા'ને માર્ગદર્શક અખબાર તરીકે માન્યતા આપી ચૂકી છે. એટલે કોંગ્રેસ પહેલાં અમારો કાર્યક્રમનો ખરડો (પ્રસ્તાવિત કાર્યક્રમ) સામાજિક-લોકશાહીવાદીઓની મુરાદના ચોક્કસ નિર્દેશની કામગીરી પૂર્ણ રૂપે બજાવી શકે એમ છે, અને અમે ખરડાની પૂરી વાચના અમારી પુસ્તિકાના પરિશિષ્ટ તરીકે આપવાનું જરૂરી ગણીએ છીએ.

કાર્યક્રમમાં જણાવવામાં આવેલી બધી બાબતોને દરેકે દરેક કામદાર ખુલાસા વગર બેશક નહિ સમજી શકે. સામાજિક-લોકશાહીવાદના સિદ્ધાંતના સર્જનમાં ઘણા મહાન સમાજવાદીઓએ કામગીરી બજાવી હતી, અને તેને માર્ક્સ તથા એંગેલ્સે પરિપૂર્ણ કર્યો હતો. બધા દેશોના કામદારોએ ઘણું ઘણું સહન કરીને હાંસલ કરેલા અનુભવનો અમે ઉપયોગ કરવા માગીએ છીએ અને તેને અમારા કાર્યક્રમનો આધાર બનાવવા માગીએ છીએ. એટલે કામદારોએ કાર્યક્રમનો,

**તેમના** કાર્યક્રમનો, **તેમના** સંઘર્ષના ઝંડાનો, દરેક શબ્દ સમજવા માટે સામાજિક-લોકશાહીવાદના સિદ્ધાંતો જાણી લેવા જ જોઈએ. અને કામદારો સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમને વિશેષ રૂપે સહેલાઈથી જાણી તથા સમજી રહ્યા છે કારણ કે તેમાં દરેક વિચારશીલ કામદારે જોયેલી તથા અનુભવેલી બાબતોની છણાવટ કરવામાં આવી છે. કાર્યક્રમને એકદમ સમજી લેવામાં લાગતી "મુશ્કેલી"થી કોઈએ નાસિપાસ ન થવું. દરેક કામદાર જેટલા પ્રમાણમાં વધારે વાચન તથા વિચાર કરશે, સંઘર્ષનો વધારે અનુભવ હાંસલ કરશે, એટલા પ્રમાણમાં વધારે પૂર્ણ રૂપે તે કાર્યક્રમને સમજી શકશે. પરંતુ દરેક માણસ સામાજિક-લોકશાહીવાદીઓના **સમગ્ર** કાર્યક્રમ વિશે વિચાર અને ચર્ચા કરે, દરેક માણસ ધ્યાનમાં રાખે કે **સામાજિક-લોકશાહીવાદીઓની પૂરી મુરાદ શી છે** અને સમગ્ર કામગાર જનતાની **મુક્તિ વિશે તેમના ખ્યાલો શા છે**. સામાજિક-લોકશાહીવાદીઓ ઇચ્છે છે કે સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી કેવી છે તેને વિશે દરેક માણસ સ્પષ્ટ તથા ચોક્કસ સત્ય, સંપૂર્ણ સત્ય, જાણી લે.

અમે વિગતવાર આખો કાર્યક્રમ અહીંયાં ન સમજાવી શકીએ. તેને માટે અલગ પુસ્તિકાની જરૂર પડે. કાર્યક્રમ શું જણાવે છે તેનો માત્ર નિર્દેશ જ અમે કરીશું, અને વાચકને મદદ માટે બે પુસ્તિકાઓ હાંસલ કરી લેવાની સલાહ આપીશું. એક પુસ્તિકા જર્મન સામાજિક-લોકશાહીવાદી કાર્લ કાઉત્સ્કીની છે, અને તેનું નામ **એર્ફુર્ત કાર્યક્રમ** છે. તેનો રશિયન અનુવાદ પ્રકાશિત થઈ ગયો છે. બીજી પુસ્તિકા રશિયન સામાજિક-લોકશાહીવાદી એલ. માર્તોવની છે, અને તેનું નામ **રશિયામાં કામદારોનું ધ્યેય** છે. વાચકને અમારો આખો કાર્યક્રમ સમજવામાં આ પુસ્તિકાઓ મદદરૂપ થશે.

હવે અમે અમારા કાર્યક્રમના દરેક વિભાગ પ્રત્યે ક્રમવાર (નીચે કાર્યક્રમ જુઓ) નિર્દેશ કરીશું, અને બતાવીશું કે દરેક વિભાગમાં શાની છણાવટ કરવામાં આવી છે.

**ક)** તેમાં શરૂઆતમાં જ જણાવવામાં આવ્યું છે કે આખી દુનિયામાં પ્રોલિટેરિયટ પોતાની મુક્તિ ખાતર લડે છે, અને રશિયન પ્રોલિટેરિયટ બધા દેશોના કામદાર વર્ગની વિશ્વ સેનાની કેવળ એક ટુકડી જ છે.

**ખ)** આગળ જતાં તેમાં રશિયા સમેત જગતના લગભગ બધા દેશોમાંની મૂડીવાદી સમાજ પદ્ધતિ સમજાવવામાં આવી છે—જમીનદારો તથા મૂડીદારો માટે કામ કરતી મોટા ભાગની વસતિ કેવી રીતે ગરીબી તથા કંગાલિયતની જિંદગી ગુજારે છે, કેવી રીતે નાના કારીગરો તથા કિસાનો પાયમાલ થઈ રહ્યા

છે અને મોટાં કારખાનાં વધારે મોટાં બની રહ્યાં છે, કેવી રીતે મૂડી કામદારને તેમ જ તેનાં બાળબચ્ચાંને કચડી નાખે છે, કેવી રીતે કામદાર વર્ગની હાલત બદતર ને બદતર બનતી જાય છે અને બેકારી તથા કંગાલિયત વધતી જાય છે.

ગ) પછી તેમાં કામદારોની એકસંપીની, તેમના સંઘર્ષની, અને એ સંઘર્ષના મહાન લક્ષ્યની રજૂઆત કરવામાં આવી છે — તમામ પીડિતોની મુક્તિ અને ગરીબોની ઉપર ધનવાનોના તમામ જુલમની તદ્દન નાબૂદી. એ વિભાગમાં વધુમાં સમજાવવામાં આવ્યું છે કે કામદાર વર્ગ વધારે ને વધારે તાકાતવાન કેમ બની રહ્યો છે, અને તે પોતાના બધા દુશ્મનોને, બુઝ્ર્વાઝીના તમામ સમર્થકોને, ચોક્કસ પરાજિત કેમ કરશે જ.

ઘ) ત્યાર બાદ તેમાં સમજાવવામાં આવ્યું છે કે બધા દેશોમાં સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીઓ કેમ સ્થાપવામાં આવી છે, એ પાર્ટીઓ કામદાર વર્ગને સંઘર્ષ લડવામાં, કામદારોની એકતા સાધવામાં તથા તેમને માર્ગદર્શન આપવામાં, તેમને વાકેફગાર બનાવવામાં, અને તેમને મહાન સંઘર્ષ માટે તૈયાર કરવામાં કેવી મદદ કરે છે.

ચ) તેમાં વધુમાં સમજાવવામાં આવ્યું છે કે રશિયામાં લોકોની હાલત બીજા દેશો કરતાંયે બદતર કેમ છે, ઝારશાહી આપખુદી કેવું ભારે અનિષ્ટ છે, અને શા માટે આપણે સૌપ્રથમ એ આપખુદશાહીને ઉથલાવી પાડીને રશિયામાં ચૂંટાયેલી પ્રજાકીય સરકારની સ્થાપના કરવી જોઈએ.

છ) ચૂંટાયેલી સરકારે સમગ્ર જનતા માટે કેવી સુધારણાઓ અમલમાં આણવી જોઈએ? આ બાબત અમારી પુસ્તિકામાં સમજાવવામાં આવી છે, અને કાર્યક્રમમાં પણ સમજાવવામાં આવી છે.

જ) ત્યાર બાદ કાર્યક્રમમાં નિર્દેશ કરવામાં આવ્યો છે કે કામદાર વર્ગની જિંદગી આસાન બનાવવાના ઉદ્દેશે તથા સમાજવાદની લડત વધારે મુક્ત રીતે ચલાવવાનું તેને માટે શક્ય બનાવવાના ઉદ્દેશે, આપણે સમગ્ર કામદાર વર્ગ સારુ કેવી સુધારણાઓ સત્વર હાંસલ કરવાની જહેમતો કરવી જોઈએ.

ઝ) કાર્યક્રમમાં ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આપણે તમામ કિસાનો માટે સૌપ્રથમ કેવી સુધારણાઓ હાંસલ કરવાની જહેમતો કરવી જોઈએ કે જેથી દેહાતી ગરીબો માટે દેહાતી બુઝ્ર્વાઝી તેમ જ સમગ્ર રશિયન બુઝ્ર્વાઝીની સામે વધારે આસાનીથી તથા વધારે મુક્ત રીતે વર્ગસંઘર્ષ લડવાનું શક્ય બને.

૮) અંતમાં સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી જનતાને પોલીસનાં કે નોકરશાહીનાં કોઈ પણ વચનો અથવા મીઠા શબ્દોને માની ન લેવાની ચેતવણી આપે છે, અને પ્રતિનિધિઓની મુક્ત રાષ્ટ્રીય પરિષદ સત્વર ભરાવવા માટે મક્કમપણે લડવાની હાકલ કરે છે.

## ટિપ્પણીઓ

[1] 'ગામડાંના ગરીબોને' પુસ્તિકાના લક્ષ્ય અંગે લેનિને ૧૯૦૩ના માર્ચમાં પ્લેખાનોવને લખેલા એક પત્રમાં જણાવ્યું હતું કે હું કિસાનો માટે જમીન સંબંધી કાર્યક્રમ વિશે એક સરળ પુસ્તિકા લખી રહ્યો છું અને તેમાં ગ્રામવસતિના ચાર સ્તરો (જમીનદારો, ખેડૂત મૂડીદારો, મધ્યમ ખેડૂતો, તેમ જ સર્વહારા તથા અર્ધ-સર્વહારા કિસાનો) અંગેની નક્કર માહિતીની આધારે ગ્રામવિસ્તારોમાંના વર્ગસંઘર્ષની સમજણ રજૂ કરી રહ્યો છું.

રશિયાના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદી આંદોલનની વિદેશી લીગે આ પુસ્તિકા ૧૯૦૩ના મે મહિનામાં જીનીવામાં પ્રકાશિત કરી હતી.

૧૯૦૪માં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની કેંદ્રીય સમિતિએ પુસ્તિકાને વિદેશમાં ફરી પ્રકાશિત કરી હતી, અને રશિયામાં તેની કેટલીય આવૃત્તિઓ છપાઈ હતી.

પુસ્તિકામાં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કાચા કાર્યક્રમની વાચના તેમ જ તેને અંગે લેનિન લિખિત પરિચયાત્મક વિવરણ પરિશિષ્ટ તરીકે સામેલ કરવામાં આવ્યાં હતાં. પુસ્તિકાની વહેંચણી વ્યાપક પાયા પર કરવામાં આવી હતી. તેની નકલો પરદેશથી ગેરકાનૂની રીતે રશિયા મોકલવામાં આવી હતી અને જુદા જુદા શહેરોમાંથી ગ્રામવિસ્તારોમાં વહેંચવામાં આવી હતી. ગેરકાનૂની સામાજિક-લોકશાહીવાદી અને કામદાર વર્તુળોમાં તેનું અધ્યયન કરવામાં આવ્યું હતું, તેની નકલો લશ્કર તથા નૌકાદળમાં પણ પહોંચી ગઈ હતી, અને માધ્યમિક શાળાઓ તથા યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓએ ઉત્સાહપૂર્વક તેનું વાંચન કર્યું હતું.

૧૯૦૫માં લેનિને પુસ્તિકાની કાયદેસર આવૃત્તિ તૈયાર કરી હતી. કાયદેસર આવૃત્તિ નવી ઐતિહાસિક પરિસ્થિતિમાં — પ્રથમ રશિયન ક્રાંતિના જુવાળના સમયમાં — તૈયાર કરવામાં આવી હતી એટલે લેનિને તેમાં ફેરફાર કર્યા હતા અને વાચનાને વિસ્તારી હતી. આ પુસ્તિકાની વાચના ૧૯૦૩ના પ્રકાશનની છે. કાયદેસર આવૃત્તિ માટે લેનિને કરેલા ફેરફારોમાંથી અધિકતમ મહત્ત્વના ફેરફારો આ પુસ્તિકામાં આપેલી પાદટીપોમાં પ્રતિબિંબિત છે. — પૃ.૧

[2] **રાજ્ય-દૂમા** — ઝારશાહી રશિયાની પ્રતિનિધિ સંસ્થા. ૧૯૦૫-૧૯૦૭ની ક્રાંતિના પરિણામે ઝારને તેની રચના કરવી પડી હતી. ઔપચારિક રીતે એ વિધાનાત્મક સંસ્થા હતી પણ હકીકતમાં સાચી સત્તા મુદ્દલ નહોતી ધરાવતી. દૂમા માટેની ચૂંટણીઓ પરોક્ષ તથા અસમાન હતી અને સાર્વજનીન નહોતી. કામગાર જનતાનો તથા રશિયામાં વસતી બિનરશિયન પ્રજાઓનો મતાધિકાર ખૂબ મર્યાદિત હતો અને કામદારો તથા કિસાનોના મોટા ભાગને તો કોઈ જાતનો મતાધિકાર હતો જ નહિ. — પૃ. ૧૧

[3] **ઝેમ્સ્ત્વો** — ઉમરાવોની આગેવાની ધરાવતી સ્થાનિક સરકારી સંસ્થાઓ. એ સંસ્થાઓ મધ્ય રશિયાના પ્રદેશોમાં ૧૮૬૪માં સ્થાપવામાં આવી હતી. ઝેમ્સ્ત્વોનો અખત્યાર સ્થાનિક આર્થિક સવાલો (હૉસ્પિટલો તથા રસ્તાઓનું બાંધકામ, આંકડાની નોંધણી, વીમાનું કામ, વગેરે) પૂરતો મર્યાદિત હતો. ઝેમ્સ્ત્વોની કામગીરી ઉપર ગવર્નરોનો તથા આંતરિક મામલાઓના મંત્રાલયનો કાબૂ રહેતો અને ઝેમ્સ્ત્વોના જે હુકમો સરકારને પસંદ ન પડે તેને રદ કરી નાખવાની તેમને સત્તા હતી. — પૃ. ૩૧

[4] **સમાજવાદી-ક્રાંતિકારીઓ** — વિવિધ નરોદવાદી જૂથો અને વર્તુળો એક થઈ જવાના પરિણામે ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. તેઓ પોતાને સમાજવાદીઓ કહેવડાવતા હતા, પરંતુ તેમના સમાજવાદને વૈજ્ઞાનિક સમાજવાદની જોડે કશો જ સંબંધ નહોતો કેમ કે તે સામાજિક વિકાસના વસ્તુગત નિયમોની અવગણના કરતો હતો.

જમીનજાગીરોને નાબૂદ કરી નાખવામાં આવે એવી કિસાનોની માગણીને સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીએ ટેકો ન આપ્યો અને જમીનજાગીરોની માલિકીને સુરક્ષિત રાખવાની તરફેણ કરી. જે કિસાનોએ જમીનજાગીરો ઉપર કબજો કરી

લીધો હતો તેમની વિરુદ્ધ કામચલાઉ સરકારના સમાજવાદી-ક્રાંતિકારી સભ્યોએ સજાત્મક ટુકડીઓ મોકલી. — પૃ. ૩૯

[5] **નરોદવાદી** — નરોદવાદનો અનુયાયી. એ નિમ્ન-મૂડીવાદી વિચાર-પ્રવાહ રશિયામાં ઓગણીસમી સદીના આઠમા દાયકામાં અસ્તિત્વમાં આવ્યો હતો. નરોદવાદીઓ માનતા હતા કે રશિયામાં મૂડીવાદ તો એક "આકસ્મિક" ઘટના છે, અને એવી માન્યતા અનુસાર તેઓ ક્રાંતિકારી આંદોલનમાં કામદાર વર્ગની આગેવાનીની ભૂમિકાનો ઈનકાર કરતા હતા. તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા અને ગ્રામ-કોમ્યુનને સમાજવાદના વિકાસનો આધાર ગણતા, પરંતુ તેમના સમાજવાદને વૈજ્ઞાનિક સમાજવાદની જોડે કશો જ સંબંધ નહોતો કેમ કે તે સામાજિક વિકાસના વસ્તુગત નિયમોની અવગણના કરતો હતો. — પૃ. ૪૨

[6] **'ઈસ્ક્રા'** (તણખો) — પ્રથમ અખિલ રશિયન ગેરકાયદેસર માર્ક્સવાદી અખબાર. ૧૯૦૦ના ડિસેંબરમાં લેનિને પરદેશમાં તેની સ્થાપના કરી અને ત્યાંથી તેને ગેરકાયદેસર રીતે રશિયામાં મોકલવામાં આવતું. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓમાં વિચારસરણીની એકતા પ્રેરિત કરવામાં તેણે ભારે મોટો ભાગ ભજવ્યો અને વેરવિખેર સ્થાનિક સંસ્થાઓને ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીના રૂપમાં એકત્રિત કરવાના પાયા નાખ્યા. — પૃ. ૮૪

[7] **'ઝાર્યા'** — 'ઈસ્ક્રા'ના તંત્રીમંડળ દ્વારા ૧૯૦૧-૧૯૦૨ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત કાયદેસર માર્ક્સવાદી વૈજ્ઞાનિક તથા રાજનૈતિક સામયિક. — પૃ. ૮૪

## અમારું આગામી પ્રકાશન

### વ્લા. ઈ. લેનિન—'બીજી ઈન્ટરનેશનલનું પતન'

૧૯૧૫ના ઉનાળામાં લખેલી આ કૃતિમાં લેનિને આંતરરાષ્ટ્રીય સામાજિક-અંધરાષ્ટ્રવાદને ઉઘાડો પાડયો છે, બીજી ઈન્ટરનેશનલના પતનનાં કારણો બતાવ્યાં છે, અને સામ્રાજ્યવાદી યુગમાં ક્રાંતિકારી સર્વહારા વર્ગના અધિકતમ મહત્ત્વનાં કર્તવ્યો નિર્ધારિત કર્યાં છે. પુસ્તિકામાં ટિપ્પણીઓ અને નામ નિર્દેશિકા સામેલ કરવામાં આવી છે.